# શ્રી. મહર્ષિ

પ્રકાશક

શ્રી. નિરંજનાનંદ સ્વામી

ઓકટોબર ૧૯૩૯

કિમત ૦-૮-૦



ब्रह्मानंदं परम सुखदं केवलं ज्ञान मूर्तिम
द्वन्द्वातीतं गगन सदृशं तत्त्वमस्यादि लक्ष्यम ।
एकं नित्यं विमलमचलं सर्वधिः साक्षी भूतम
भावातीतं त्रिगुण रहितम सद्गुरुं तं नमामि ॥

પુરાણ વાર્તાઓમાં વાંચેલા ઋષિમુનિઓના વંશજ સમા પુણ્યશ્લોક શ્રી. રમણમહર્ષિના પ્રત્યક્ષ દર્શનનું અહોભાગ્ય પ્રાપ્ત થતાં, એ પવિત્ર સંતનો જીવન પરિચય ગુજરાતી જનતાને ચરણે ધરી કૃતાર્થ થાઉં છું.

श्री रमणार्पणमस्तु ।

# શ્રી મહર્ષિ

**ભગવાન શ્રી રમણ મહર્ષિ**નો જન્મ આર્દ્રા દર્શનના પુણ્ય દિવસે. તા ૩૦ ડિસેમ્બર ૧૮૭૯ની રાતે, એક વાગે થયો હતો. આ દિવસે પોતાના પરમભક્ત ગૌતમ અને પતંજલિને શ્રી શંકર ભગવાને દર્શન આપ્યું હતું એમ મનાય છે. તિરુચ્ચુલ્લિ ગામના પ્રતિષ્ઠિત વકીલ શ્રી સુંદરમ્ ઐય્યરના તેઓ વચેટ પુત્ર થાય. એમનું નામ વેંકટરામન રાખવામાં આવ્યું હતું. બાલ્યકાલનો અભ્યાસ તિરુચ્ચુલ્લિમાં જ શરૂ થયો. ત્યાંથી એક વર્ષ દિંડિકલમાં શિક્ષણ લીધું અને પછી મદુરાની સ્કૉટસ મિડલ સ્કૂલમાં અભ્યાસ કરી અમેરિકન મિશન સ્કૂલમાં પણ થોડુંક ભણ્યા.



નાનપણમાં રમતીઆળ ને અભ્યાસમાં પછાત હોવાથી એમની આજની મહત્તાનો ખ્યાલ આપે તેવું કોઈ લક્ષણ એમનામાં દેખાતું ન હતું. પોતાના ઘણાખરા સહાધ્યાયીઓ કરતાં બળવાન અને સ્વતંત્ર મિજાજના હોવાથી વર્ગમાં ઊંચો નંબર રાખવા કરતાં રમત અને રખડપટ્ટી એમને વધારે ગમતાં.

પહેલો નોંધવા લાયક બનાવ ૧૮૯૫ના નવેમ્બરમાં બન્યો; આ બનાવ તે વખતે કોઈના ધ્યાનમાં આવેલો નહિ. પણ પાછળથી શ્રી ભગવાને પોતે જ કહેલો. તેમણે પોતાના એક સંબંધીને પૂછ્યું: “આપનું આવવું ક્યાંથી થયું?” જવાબ મળ્યો: “અરુણાચલથી.” આની એમના ઉપર ચમત્કારિક અસર થઈ. આ નામ એમણે પહેલાં સાંભળ્યું નહોતું એમ નહોતું; પરંતુ અત્યારે એ સાંભળતાં એમનું હૃદય આનંદથી થનગની રહ્યું; પણ આ આનંદ ક્ષણિક નીવડ્યો અને સામાન્ય જીવનની એની એ ઘટમાળ ફરી શરૂ થઈ. એવામાં પેરિયપુરાણમ્ નામનું પુસ્તક થોડા દિવસ બાદ એમના હાથમાં આવ્યું. એમાંનાં તામિલ સંતોનાં જીવનચરિત્રો વાંચી અંતરમાં ઊંડું મંથન શરૂ થયું, છતાં બાહ્યદૃષ્ટિએ જીવન સામાન્ય રીતે વહ્યું. ૧૮૯૬ના જુનની મધ્યમાં તેમનામાં અણધાર્યું પરિવર્તન થયું.

## આત્મસાક્ષાત્કાર

એક દહાડો એમના કાકાને મેડે એઓ એકલા બેઠા હતા. એટલામાં એકાએક મૃત્યુના ભયથી જાણે ઘેરાઈ ગયા અને હમણાં જ પોતે મૃત્યુવશ થશે એમ લાગ્યું; જો કે એમની તબીઅતને તે વખતે કશો વાંધો હતો નહિ. આ ભય છતાં પોતે સંપૂર્ણ જાગૃત હતા, અને પોતાને થતા અનુભવનું પૂરેપૂરું

ભાન હતું. આ દ્વિવિધ દશાથી એમને અત્યંત આશ્ચર્ય થયું. જીવન અને મૃત્યુના પોતાને થતા ગૂઢ અનુભવથી એમની જિજ્ઞાસા જાગૃત થઈ અને એ રહસ્ય ઉકેલવા પોતે અંતરમાં ઊંડા વિચારમાં ઊતર્યા. એમના જ શબ્દોમાં આ અનુભવ વર્ણવીએ :–

"મૃત્યુભયના આ આઘાતે મને અંતર્મુખ બનાવ્યો. મેં વિચાર્યું 'મોત તો આવ્યું. મોત એટલે શું? મરણ કોણ પામે છે? આ શરીર.' આમ વિચારતાં મૃત્યુનાં ચિન્હો દેખાવા માંડયાં છતાં આ જડ શરીર અને એનાથી જુદા 'હું' નું મને પૂરેપુરું ભાન રહ્યું. હાથપગ લાંબા કરતાં તે લાકડા જેવા થઈ ગયા હતા. શ્વાસોચ્છવાસ અટકી ગયો હતો અને શરીરમાં જરાય ચેતન રહ્યું ન હતું. 'ઠીક, આ શરીર મરણ પામ્યું', એને સ્મશાનભૂમિમાં લઈ જઈ બાળીને રાખોડી કરશે પરંતુ આ શરીરના મરણથી 'હું' મર્યો? શું શરીર તે જ 'હું'? શરીર જડ અચેતન પડયું છે છતાં પણ 'હું' મારા વ્યક્તિત્વનો અને અહંનો અનુભવ શરીરથી તટસ્થપણે લઈ શકું છું. 'હું' દેહાતીત એવો આત્મા છું' આ બધું બુદ્ધિજન્ય ન હતું પણ એક જીવંત સત્યનો અપરોક્ષ અનુભવ હતો, જે આજદિન સુધી અસ્ખલિત રહ્યો છે."



શ્રી. સુંદરમ્ અય્યર

## અચલ આત્મનિષ્ઠા

આ અવર્ણ્ય અનુભવમાં ભાગ્યે અર્ધો કલાક વીત્યો હશે. મૃત્યુનો ભય જેવો એકાએક આવ્યો તેવો જ એકાએક ઓસરી ગયો. વેંકટરામન સ્વરૂપમાં ડૂબી ગયા. આની રોજના જીવન



શ્રી. મહર્ષિનું જન્મસ્થાન તિરુચ્ચુલ્લી



તિરુચ્ચુલ્લીમાંનું શ્રી. ભૂમિનાથનું મંદિર તથા તળાવ

પર ઊંડી અસર થઇ. અભ્યાસમાંથી રસ ઊડી ગયો અને મિત્રો તથા સગાંવ્હાલાં પ્રત્યે ઉદાસીનતા આવી. પહેલાં સાથીઓનું કંઈ પણ ન સહનકરનાર વેંકટરામન, હવે જાણે એ વેંકટરામન જ ન હતા. તેમનામાં અત્યંત નમ્રતા અને ઉદાસીનતા આવી ગઈ હતી. અને ખોરાકમાં પણ જે કંઈ આપવામાં આવે તે પૂર્ણ બેદરકારીથી ખાઈ લેતા.

પણ મહત્ત્વનો ફેરફાર તો મીનાક્ષીમંદિર પ્રત્યેના એમના વલણમાં ચોખ્ખો દેખાતો. પહેલાં તો સાથીઓની સાથે કદિ મંદિરમાં જતા તો કેવળ તમાસા ખાતર, કંઈ પૂજા કરવા નહિ; પણ હવે તો હમેશ નિયમિત એકલાજ જતા અને નટરાજ કે મીનાક્ષીની મૂર્તિ આગળ કલાકોના કલાકો ધ્યાનમાં ગાળતા.



શ્રી. ભૂમિનાથના મંદિરનો અંતર ભાગ

"હું કોઈ કોઈ વખત ભગવાનની પ્રાર્થના કરતો કે આપની દૈવી કૃપા મારા પર ઢળો અને ત્રેસઠ તામિલ સંતો જેવી ભકિત મારામાં આવો. સામાન્ય રીતે તો આત્માના ગહન સ્વરૂપમાં હું ડૂબી જતો અને મારાથી કંઈ પ્રાર્થના થતી નહિ. આ અવસ્થામાં અશ્રુ આવતાં, પણ તે સુખનાં કે દુઃખનાં ન હતાં."



દિંડિગલનો કિલ્લો



મદુરાની અમેરિકન મિશન હાઇસ્કૂલ

**આદેશ**

આમ દોઢ મહિનો વીત્યો. એમનામાં થયેલો ફેરફાર ઘરનાંથી છાનો રહ્યો નહિ, અને વિરોધ શરુ થયો. એમને અભ્યાસમાં પહેલાં કરતાં પણ વિશેષ બેધ્યાન થતા જોઇ આ વિરોધ વધ્યો અને ૨૯ મી આગસ્ટે એની અવધિ આવી. વ્યાકરણનો એક પાઠ ત્રણ વાર લખવાની શિક્ષા એમને કરવામાં આવી હતી. આ પાઠ ત્રીજી વાર લખતાં એમના હૃદયે એકા એક બંડ કર્યું. બધી ચોપડીઓ ફેંકી દઇ, આંખ બંધ કરી તે ધ્યાનમાં બેઠા.



શ્રી. મીનાક્ષી મંદિરનું પ્રવેશદ્વાર

એમના મોટાભાઈ નાગસામિ આ બધું જોતા હતા. વેંકટરામનને ઠપકો આપતા તે બોલ્યા, "જેને બાવા થવું છે તેને વળી ઘરબાર શાં?"

વેંકટરામનની ઈચ્છા સન્યાસ જ લેવાની હોય તો તેણે સંસાર સાથેસાથ છોડવોજ જોઈએ, પણ આમ દહીંમાં અને દૂધમાં પગ રાખવાનો કંઈ અર્થ ન હતો એવો એમના ભાઈના કહેવાનો આશય હતો.

આવો ઠપકો પહેલાં અનેકવાર સાંભળવા મળતો છતાં તેની ખાસ અસર થતી નહિ. પરંતુ આ વખતે તો મહેણું સચોટ વાગ્યું.

વેંકટરામને વિચાર્યું, "ખરી વાત છે; મારે અહિં શું લાગે વળગે છે?" અને તેજ ક્ષણે મહિનાઓ પહેલાં સાંભળેલું અરુણાચલનું જાદુભર્યું નામ યાદ આવ્યું.

તરતજ એ ઊઠ્યા અને ભાઈને કહ્યું, "આજે ખાસ વર્ગ હોવાથી હું નિશાળે જાઉં છું." તે સાંભળી નાગસામિએ કહ્યું, "નીચે



મદુરાનું મારિયમ્મન્ તળાવ

પેટીમાં પાંચ રૂપીઆ છે તે લેતો જજે, અને કોલેજમાં મારી ફી આપી દેજે. ”

વેંટરામને આ સૂચનામાં પણ ઈશ્વરનો ગૂઢ સંકેત માન્યો. તિરુવણ્ણમલૈ માટે રેલ્વેનું એક જૂનું પુરાણું ટાઇમ ટેબલ જોયું અને મુસાફરી માટે ત્રણ રૂપીઆ પૂરતા ગણી, વધારાના બે રૂપીયા તથા એક કાગળ નજરે પડે તેમ મૂકી સ્ટેશન તરફ ચાલવા માંડયુ.

વિદાયનો કાગળ આ પ્રમાણે હતોઃ

“ ભગવાનની ઈચ્છાનુસાર, તેની શોધમાં હું અહિંથી જાઉં છું. તમારો આ ભાઈ એક પુણ્ય કાર્ય માટે નીકળ્યો છે. તેથી આ ગૃહ-ત્યાગનો શોક કોઈએ કરવાની જરૂર નથી. આ શરીરની શોધ પાછળ ખર્ચ બીનજરૂરી



અરૈયાનિનલ્લૂરનું મંદિર જ્યાં શ્રી. મહર્ષિને દિવ્ય જ્યોતિનું દર્શન થયું હતું.



મદુરાથી બાર માઇલ આવેલું અળગર મંદિર, પોતાના કાકા સાથે આ ગામમાં રહેતા ત્યારે શ્રી. મહર્ષિ વારંવાર દર્શને જતા.

છે. તમારી ફી આપવાની બાકી છે. રૂપીઆ બે આ સાથે મૂકેલા છે.”

લી...

આ ચિઠ્ઠી પરથી એમના મનની અવસ્થા કળાય છે. શરૂઆતમાં ‘ હું જાઉં છું ’ લખતાં લખતાં તટસ્થતા અનુભવી અને



કિલ્લૂરમાંનું વિરાટેશ્વર મંદિર

‘ આ શરીરની શોધ પાછળ ખર્ચ બીન-જરૂરી છે ’ એમ લખતાં છેવટે લખનાર શૂન્ય બની ગયા.

## પરમપિતાની શોધમાં

નિર્ણીત વખત કરતાં સ્ટેશને તે મોડા પડયા. પરંતુ સુભાગ્યે તે દહાડે ગાડી મોડી હતી. તિરુવણ્ણમલૈ જવા સારૂ એ ટૂંકામાં ટૂંકો રસ્તો હશે એમ માની તેમણે તિન્ડિવનમની ટીકીટ લીધી. એમણે જોયેલું ટાઈમટેબલ જનું હોવાથી ખબર ન પડી કે કાટપાડિ લાઈનમાં ખુદ તિરુવણ્ણમલૈનું પણ સ્ટેશન છે. આ ખબર એમને પાછળથી એક મુસાફરે આપી. આ મુસાફર એક વૃદ્ધ મૌલવી હતા. પોતાને પણ ત્યાંજ જવું છે એમ એ મૌલ-વીએ કહ્યું, પણ ખબર આપીને એકાએક જેવી ભેદી રીતે ડબામાં દેખાયા તેવીજ ભેદી રીતે તેઓ અદ્દશ્ય થયેલા જણાયા. જાણે કે માત્ર આટલી ખબર આપવા જ ના આવ્યા હોય !

ગાડી પરોઢના ત્રણ વાગે વિલ્લુપુરમ્ પહોંચી. પહોફાટતાં વેંકટરામન ગામમાં અરુણાચલનો પત્તો મેળવવા નીકળ્યા. તેમને ભૂખ લાગવાથી એક હોટેલમાં ગયા. જમ-વાની વાર હોવાથી તેમને થોભવું પડયું. તેટલો વખત તેમણે ધ્યાનમાં જ ગાળ્યો.

જમ્યા પછી વીશીવાળાને બે આના આપવા માંડયા. વીશીવાળાએ જોયું કે પોતાના આ વિચિત્ર ઘરાકની સમસ્ત મિલ્કત માત્ર અઢી જ આના છે, એટલે એણે પૈસા લેવાની ના પાડી. બચેલા પૈસામાંથી વેંકટ-રામને આગલા સ્ટેશનની ટિકીટ લીધી, અને ત્યાંથી પગે ચાલીને આગળ વધવાનો નિર્ધાર



વિરાટેશ્વર મંદિરનો મંડપ

કર્યો. અરૈયાનિનલ્લુર ગામે સૂર્યાસ્ત થયો. ત્યાંના મંદિરમાં એમને એક દિવ્યજ્યોતિનું દર્શન થયું. મંદિરની મૂર્તિનો એ પ્રકાશ હશે એમ માનીને એ મંદિરના ગર્ભદ્વારમાં ગયા, પણ ત્યાં જતાં જ સમજાયું કે તે પ્રકાશ કંઈ મૂર્તિમાંથી આવતો નહોતો. ત્યાંથી બહાર નીકળી ધ્યાનમાં બેઠા, અને મંદિરના મુખીઆજીએ બારણા બંધ કરવાનો વખત થયો ત્યારે તેમને જાગ્રત કર્યા.

બહાર આવીને વેંકટરામને મુખીઆજી પાસે કંઇ ખાવાનું માગ્યું, પણ મળ્યું નહિ. મુખીઆજી અને તેની મંડળીની પાછળ પાછળ તે કિલ્લૂર ગયા. ત્યાં પણ કંઈ ખાવાનું મળ્યું નહિ. સુભાગ્યે મંદિરના ઢોલીએ પોતાની પતરાળી તેમને અપાવી. અને પાણી પાવાને સારૂ બ્રાહ્મણશાસ્ત્રીને ત્યાં લઈ ગયો. ત્યાં રાહ જોતા ઉભા હતા તેવામાં તે દેહભાન ભૂલી ગયા, અને થોડે દૂર નીકળી ગયા. ભાનમાં આવ્યા ત્યારે વેરાયલો ભાત વીણીને ખાઈ લીધો અને થાકયા પાકયા ત્યાંજ ઉંઘી ગયા.

બીજે દિવસે જન્માષ્ટમી હતી. તેના ઉત્સવમાં એક ભાવિક દંપતીએ



અય્યન્ કુળમ તળાવ



કિલ્લૂરમાંનું અગ્રહરમ્ શ્રી. મહર્ષિને જ્યા જમવાનું મળેલું તે ઘર ડાબા હાથની હારમાં ત્રીજું જણાય છે

તેમને સારી રીતે જનાડયા, અને વળી નૈવેદ્યની મીઠાઈમાંથી ભાથા સારૂ એક પડીકું બાંધી આપ્યું. આ યજમાનની પાસે પોતાની વાળીના બદલામાં વેંકટરામને ચાર રૂપીઆ ઉછીના માગ્યા. આ રકમ મળતાં જ તિરુવણ્ણુમલૈની ટિકીટ કઢાવી અને ૧ લી સપ્ટેમ્બરની પરોઢમાં અરુણાચલ પહોંચ્યા.

વેંકટરામન ધબકતા હૃદયે અને ઉતાવળે પગલે મંદિરમાં પહોંચ્યા. ત્યાંના બધા જ દરવાજા એમનું સ્વાગત કરતા હોય તેમ ઉઘાડા જ હતા, અને નવાઈ જેવું તો એ હતું કે તે વખતે મંદિર નિર્જન હતું. ભગવાન અરુણાચલને પોતાના આવ્યાની ખબર જાતે જ આપવા મંદિરની છેક અંદર નિર્વિઘ્ન જઈ શકયા.



શ્રી. અરુણાચલ મંદિરનું પ્રવેશદ્વાર

## યુવાન તપસ્વી

મંદિરમાંથી બહાર નીકળ્યા પછી ગામમાં આમતેમ ફર્યા. અય્યનકુલમ્ નામના તળાવ પાસે આવી, પેલું મીઠાઇનું પડીકું છોડયું, છોડતાં વિચાર આવ્યો, “ આ લાકડાને (શરીરને) વળી મીઠાઇ કેવી ? ” વિચાર



આગગાડીમાંથી અરુણાચલ પર્વતનો દેખાવ

આવતાં જ પડીકું પાણીમાં ફેંક્યું. આગળ જતાં એક હજામ મળ્યો. તેણે હજામતનું


પાતાલલિંગ ગુફાનું મુખ

પૂછતાં જ તેમણે વાળ ઉતરાવી નાંખ્યા. આ પછી પહેરેલા કપડામાંથી કૌપીન જેટલો ચીંથરવટો ફાડી લઈ બાકીનું કપડું, જનોઈ અને બચેલા પૈસા ફેંકી દીધા. નાહવાની દરકાર પણ કર્યા વિના ત્યાંથી મંદિરમાં ગયા, અને સહસ્ર સ્થંભ વાળા મંડપમાં તપ આદર્યું.

પરંતુ અહીં લોકોએ તેમને જંપવા દીધા નહિ. યુવાન વય. મૌનવ્રત અને સંન્યાસની કઠણ તપશ્ચર્યાથી આજુબાજુના લોકોને કુતૂહલ થયું; ગામના તોફાની છોકરાઓએ તો એમને પોતાના તોફાનનો ભોગ બનાવ્યા. આ પીડામાંથી બચવા વેંકટરામન પાતાલ લિંગમ નામના ભોંયરામાં જઈ રહ્યા. આ ભોંયરૂં એટલું અંધારૂં અને ભયાનક હતું કે કોઈ તેમાં ઊતરવાની હિંમત કરતું નહિ. ત્યાં તેમણે કેટલા દિવસ ગાળ્યા તે કોઈ જાણતું નથી. પરંતુ લોકોએ એમને અહીં પહેલ વહેલા જોયા ત્યારે તેમની દશા હૃદયદ્રાવક હતી. તેઓ તો સમાધિસ્થ જ હતા; દેહનું ભાન ન હતું; તેમની બંને જાંઘો ભોંયરાનાં જીવજંતુઓએ ફોલી ખાધી હતી. તેમાંથી વહેતાં લોહી અને પરુથી આજુબાજુની જમીન ખરડાયેલી હતી. પાતાળલિંગનું સ્થાન પવિત્ર મનાતું હતું પરંતુ તે કદી સાફ થતું નહિ. આથી અનેક જીવજંતુએ ત્યાં ઘર કર્યું હતું. આ


શ્રી. શેષાદ્રિસ્વામી

બધાંએ આપણા આ બેશુદ્ધ બ્રાહ્મણસ્વામીને (પાછળથી વેંકટરામનને લોકો આ નામે બોલાવતા) પોતાનો શિકાર બનાવ્યા.

સ્વામીની આ સ્થિતિનું વર્ણન વાંચી વાંચનારને આઘાત થશે; જો આ વર્ણન કોઈ સામાન્ય દેહભાનવાળા પુરુષનું હોત તો તે આઘાત વ્યાજબી ગણાત. પરંતુ જે ઉન્નત સ્થિતિમાં સ્વામી સતત રહેતા તેનો વિચાર કરો. એમનો આત્માનંદ એટલો સભર ભર્યો હતો કે દેહનું એમને મુદ્દલે ભાન ન હતું; નહોતું દુઃખ, ન હોતી પીડા; હતો એક માત્ર આત્મસાક્ષાત્કારનો વિશુદ્ધ અને ઉત્કટ આનંદ.

સ્વામીની દશા દયાજનક તો હતી, પરંતુ એનું એક શુભ પરિણામ



શ્રી. સહસ્રસ્તંભ મંડપ



શ્રી. અરુણાચલ મંદિર

૨૧૯૬૦

આવ્યું. આથી એમની તીવ્ર તપશ્ચર્યાની લોકો પર અસર થઈ; અને ત્યાર પછી



શ્રી. સુબ્રહ્મણ્યનું મંદિર

ત્યાંના સાધુઓએ એમની સંભાળ લેવા માંડી. સ્વામીજી પોતાનું રહેઠાણ વારંવાર બદલતા તો પણ આ સેવામાં ફેર પડયો નહિ.

સુબ્રહ્મણ્યમના મંદિર પાસે કેટલાક દિવસ રહ્યા બાદ તેઓ બાજુની વાડીમાં રહેવા ગયા. ત્યાંથી મંદિરની રથશાળામાં, અને છેવટે મંગૈપિલ્લયારના મંદિરમાં વાસો કર્યો. અહીં ઉદંડી નાયનાર નામના એમના પહેલા શિષ્ય આવી મળ્યા.

સ્વામી પ્રત્યે લોકોનું માન દહાડે દહાડે વધતું જતું હતું, અને કેટલાક ભક્તોએ તો રોજ દર્શને આવવું પણ શરૂ કર્યું હતું. આથી બદમાશોની છેડતી ઘટી. પરંતુ ભક્તોની આવી ડખલથી સ્વામીજી ગામની બહાર આવેલા ગુરુમૂર્તમ્ ગયા. અહીં દોઢ વરસ રહ્યા. લગભગ બધો જ વખત તેઓ બ્રહ્માનંદમાં ડૂબેલા રહેતા.

## માતાને મળેલા સમાચાર

સ્વામીજીના પૂર્વાશ્રમની વાત પહેલ વહેલી ગુરુમૂર્તમમાં બહાર આવી. આ બહુ વિલક્ષણ રીતે બન્યું. એમના શિષ્યે ભક્તિના ઉત્સાહમાં એકવાર એમની પૂજા કરવા માંડી. પહેલે દિવસે તો પૂજા અટકાવવાનું બન્યું નહિ. પરંતુ બીજે દિવસે, શિષ્ય પૂજા કરવા ગયો ત્યારે સ્વામીજીની બાજુની ભીંત પર કોલસાથી લખેલું નીચેનું વાક્ય તેની નજરે પડયું:



મંદિરની રથશાળા

"આની (શરીરની) સેવા પૂજા તો આ જ (ખોરાક)." આ બનાવથી લોકો



મધૂકવૃક્ષ—જ્યાં શ્રી. મહર્ષિ ધ્યાનમાં બેસતા

જાણી ગયા કે સ્વામીજી લખી વાંચી તો જાણે છે અને આપણે સવાલ પૂછીશું તો જવાબ મળશે. તાલુકાના હેડ એકાઉન્ટન્ટ સ્વામીજી પાસે રોજ આવતા. તેમણે આ હકીકતનો લાભ લઈ સ્વામીજીનું પૂર્વવૃત્તાંત જાણવાનો નિશ્ચય કર્યો; અને આ માહિતી ન મળે ત્યાંસુધી, નોકરી ગુમાવવાના જોખમે પણ ત્યાંથી ન ખસવાની હઠ લીધી, છેવટે સ્વામીજીએ કાગળની એક કાપલી પર લખ્યું: "વેંકટરામન તિરુચ્ચુલ્લી."

આમાંનો પાછલો શબ્દ આપણા જિજ્ઞાસુ આગન્તુકને ઉકલ્યો નહિ. આથી સ્વામીજીએ જે ચોપડી પર મૂકીને કાગળની કાપલીમાં લખ્યું હતું તે ચોપડી (પેરીયપુરાયણમ્) ના એક પાના પર આ ગામનું નામ બતાવ્યું. આ ઉપરથી પૂછનારને સમજાયું કે સુન્દરમૂર્તિ સ્વામીના કાવ્યમાં આવતું તિરુચ્ચુલ્લી ગામ તે જ આ સ્વામીનું ગામ.

આ વાત તરત જ જાહેર થઈ, અને મદુરામાં ભેગાં થએલાં એમનાં કુટુંબીઓને એક જુવાને કહી. તેણે કહ્યું "વેંકટરામન તો તિરુવણ્ણમલાઈમાં મોટો મહાત્મા મનાય છે. મદુરાના મઠનાં એમના શિષ્ય અણ્ણુમલે તાંબિરાને (જેણે સ્વામીજીની પૂજા કરી હતી તે) પોતાના પ્રવચનમાં કરેલા સુન્દર ઉલ્લેખથી મને આ વાતની ખબર પડી."

આથી થોડા દિવસ બાદ, વેંકટરામનના કાકા નેલ્લપ્પય્યર તિરુવણ્ણમલાઈ આવ્યા. આ વખતે સ્વામીજી આંબાવાડીઆમાં રહેતા



શ્રી કમ્બત્તિલયનારનું મંદિર

હતા; આ આંબાવાડીઆનો માલિક કોઈને એમની પાસે જવા દેતો નહિ. આથી તેમના



શ્રી. ગણપતિ મંદિર

કાકાને પણ એક ચિઠ્ઠી લખીને રજા મંગાવવી પડી. અંદર એમણે અકલ્પ્ય દૃશ્ય જોયું. લાંબા લાંબા નખ ને મોટી જટાવાળી, ધૂળથી ભરેલી એક મૂર્તિ એમની નજરે પડી.

પોતાના એક કુટુમ્બીની આવી ઉન્નત આત્મનિષ્ઠા અને જગત્ પ્રત્યેની ઉદાસીનતા જોઈ નેલ્લયપ્પય્યરને સંતોષ થયો; પરંતુ સાથે સાથે સ્વામીજીને વિનંતી કરી કે ઘેર આવો અને એટલામાં જ કોઈ જગાએ રહો તો તમારી સુખસગવડ અમે સાચવી શકીએ. સ્વામીજી નિરુત્તર રહ્યા.

## માતાની મુલાકાત

નિરાશ વદને પાછા ફરવા સિવાય કાકાને માટે બીજો માર્ગ ન હતો. પરંતુ હવે પોતે વેંકટરામનની ખુશી ખબર તેની મા અલગમ્માલને આપી શકશે એ ઓછો સંતોષ નહતો. પરંતુ પોતાના પુત્રની ઘેર આવવાની અનિચ્છા માએ સ્વીકારી નહિ; અને જેવી પોતાના મોટા દીકરા નાગસમિને નોકરીમાંથી રજા મળી કે તરત જ બન્ને તિરુવણ્ણમલાઈ જવા ઊપડયાં. તે વખતે સ્વામીજી પવલક્કુનરુમાં રહેતા હતા. માતા ત્યાં પહોંચ્યાં ત્યારે સ્વામીજી એક શિલા પર આડા પડેલા હતા. મેલા ઘેલા અને બદલાયેલા દેખાવા છતાં પ્રથમ દૃષ્ટિપાતે જ



મંદિરમાંનું શિવગંગા તળાવ

માએ પુત્રને ઓળખી લીધો; પરંતુ માની સમજાવટ પણ કાકાના જેટલી જ નિષ્ફળ નીવડી.

સ્વામીના વિરોધને ચળાવવાનો માનો નિશ્ચય વધારે દૃઢ હતો. રોજ ને રોજ મા તથા મોટાભાઈ આવતાં અને સ્વામીને અનેક રીતે મનાવવા પ્રયત્ન કરતાં; છતાં બધું જ—સમજાવટ, ઠપકો, આંસુ સુદ્ધાં—વ્યર્થ જતું. છેલ્લે દિવસે એવું બન્યું કે સ્વામીજીના દર્શને આવેલા બીજા ભકતો પણ હાજર હતા; માતાએ તેમને વચ્ચે પડવાની વિનંતિ કરી. તેઓએ સ્વામીજીને બહુ દર્દભરી પ્રાર્થના કરી, માતાને કંઈક ઉત્તર આપવાની આજીજી કરી. આખરે સ્વામીજીએ એક કાગળ પર નીચે પ્રમાણે લખી આપ્યું:

**“પ્રારબ્ધ કર્માનુસાર દરેક પ્રાણી-**



શ્રી. અરુણાચલની ઉત્સવમૂર્તિ

વિરૂપાક્ષ ગુફામાંથી દેખાતું શ્રી. અરુણાચલ મંદિર

**ના ભાગ્યનું નિયમન વિધાતા કરી રહ્યો છે. જે નથી થવાનું તે નહિ જ**



શ્રી. મહર્ષિ ઉ. વ. ૨૧

**થાય; જે થવા નિર્માયું છે તે થશે જ. તેને કોઈ અટકાવી શકવાનું નથી; આ વાત નિશ્ચિત છે. માટે શાન્તિ રાખવી એ ઉત્તમ માર્ગ છે."**

આમ માતા અલગમ્માલની મુસાફરી નિરાશામાં પૂરી થઈ, અને નાગસામિની રજાઓ પૂરી થવાથી તેઓ માનમદુરા જવા ઊપડયાં.

## તેમનો ઉપદેશ

માતાના ગયા પછી સ્વામીજી ટેકરી પરની વિરુપાક્ષ ગુફામાં રહેવા ગયા. અહીં કેટલાક સાચા જિજ્ઞાસુઓના આગ્રહને વશ થઈ, તેમણે પહેલી જ વાર ઉપદેશ આપવો શરૂ કર્યો. તિરુવણ્ણમલાઈ આવ્યા પછી લગભગ ત્રણ વરસ સુધી સ્વામીજીએ સંપૂર્ણ મૌન પાળ્યું હતું; આથી એમણે આવી નાની ઉમ્મરે મેળવેલી આધ્યાત્મિક સંપત્તિ વિષે કોઈ જાણતું ન હતું–અને કોઈને જણાવવાની એમને દરકાર પણ ન હતી.

પરંતુ તેમની ઉગ્ર તપશ્ચર્યા અને તીવ્ર વૈરાગ્યથી કેટલાક ઉત્સાહી ભકતો પ્રબળ રીતે આકર્ષાયા. આવા મુમુક્ષુ જીવો પર દયા લાવી પોતાને પુછાતા પ્રશ્નોના ઉત્તર કાગળિયાં પર લખી આપવા લાગ્યા. સાધનાની દૃષ્ટિએ આ ઉપદેશની અમૂલ્ય ઉપયોગિતા સમજનાર કેટલાક સાધકોના પ્રતાપે આ કીમતી વચનો આજે લગભગ પા સૈકા પછી પણ આપણને એવાં ને એવાં જ મળે છે.



મંગપિલ્લયાર મંદિર

ઉપદેશ તથા માર્ગદર્શન માટે એમની પાસે શરૂઆતમાં આવનારાઓમાં



શ્રી. ગુરતર્તમ

શ્રી. ગંભીરમ્મ્ શેષય્યા અને શિવપ્રકાશ પિલ્લે હતા. એમણે અત્યંત સદ્ભાવથી સંઘરેલી નોંધો "Who Am I*" અને 'A Catechism of Inquiry+' એ પુસ્તિકાઓ રૂપે બહાર પડી છે.

સ્વામીજીનો આત્માનુભવ સ્વયંભૂ અને સંપૂર્ણ હોઈ

* 'હું કોણ ?' + 'આત્મ-વિચારની પ્રશ્નોત્તરી'

તેમનો ઉપદેશ સીધો અને સરળ છે.

"હું કોણ ? એ વિચારને તમારા મનમાં સતત સેવશો તો તમારા સત્ય સ્વરૂપને ઓળખશો અને મુકિત પામશો."

"આપણું સત્યસ્વરૂપ અથવા આત્મા તે કોઈ જ્ઞાનેન્દ્રિય નથી કે ઇન્દ્રિયનો વિષય નથી, કર્મેન્દ્રિય પણ નથી, પ્રાણ કે મન પણ નથી, કે આ સર્વ જેમાં લય પામે છે તેવી સુષુપ્તિ પણ નથી."

"આ પ્રત્યેક બાદ કરતાં જે કંઈ શેષ રહે છે તે આત્મા છે; તે જ મન છે."

"હું કોણ ?" એ પ્રશ્નનો જવાબ મળે ત્યારે જ મન શાંત થાય છે."

"સર્વ વિચારોનું મૂળ અહંકાર છે."

"અહંકાર તે જ મન છે."

"આ શરીરમાં જે 'હું' 'હું' કરે છે, તે તો મન જ છે. માટે આ 'હું' નું મૂળ શોધવા માંડશો તો સ્પષ્ટ જણાશે કે તે હૃદયમાં છે."



શ્રી. માતાજી

"હું. ( કે સોઽહં ) એમ બોલશો પણ નહિ; માત્ર સૂક્ષ્મતાથી અંતર ખોજ કરો કે 'હું' રૂપે હૃદયમાં કોણ પ્રકાશે છે? હૃદયમાં ઊઠતા સંકલ્પ વિકલ્પથી પર એવું, શાન્ત અને સહજ, સનાતન ચૈતન્ય હૃદયમાં 'હું' રૂપે સ્ફુરે છે. આ સ્ફુરણને પકડી, મૌન ધારતાં, અહંકાર અને દેહબુદ્ધિ

બળી જાય છે; અને કપૂરની માફક પોતે પણ આખરે વિલય થાય છે. આને જ સંતો અને શાસ્ત્રો મોક્ષ કહે છે.”

## તેમનાં ભક્તિ સ્તોત્રો

ઉનહાળામાં વિરુપાક્ષ ગુફા રહેવા લાયક હોતી નથી, તેથી તે દરમિયાન સ્વામીજી મુલપ્પાલ તીર્થમના આંબાવાડીઆમાં રહેતા.

## શ્રી કાવ્યકંઠ ગણપતિ મુનિ

આ વખતે ગણપતિ શાસ્ત્રી નામના મહાત્મા સ્વામીજીના પ્રસંગમાં આવવા ભાગ્યશાળી બન્યા. એમનું આગમન અનેક રીતે ફળદાયક નીવડયું.

ગણપતિમુનિ સંસ્કૃત પંડિત અને કવિ તરીકે લોકોમાં પ્રખ્યાતિ પામેલા હતા.



પવલક્કુન્રુ

અહીં પોતાના શિષ્યોના આગ્રહથી અક્ષર મણમાલે તથા બીજાં ચાર હૃદયસ્પર્શી કાવ્યો રચ્યાં. આ કાવ્યોમાં ઊંડું રહસ્ય અને ગૂઢ આધ્યાત્મિકતા રહેલાં છે; અને દૈવીપ્રેમ તથા દૈવીકૃપાનાં માધુર્ય ને શક્તિ તેમાં વર્ણવેલાં છે. સ્વામીજીના અંતે-વાસીઓ માધુકરી માટે ગામમાં જતા ત્યારે ત્યારે આ શ્લોક ગાતા.

તેઓ લગભગ એક દસકાથી તીવ્ર સાધનામાં જોડાયલા હતા, પરંતુ તેનું કંઇ ખાસ પરિણામ આવ્યું નહતું. સને ૧૯૦૭ના નવેમ્બરમાં તેઓ શહેરબહાર એક મંદિરમાં ધ્યાનમાં બેઠા હતા. ત્યાં એમને જાણે અવાજ આવ્યો કે “તને ઈશ્વરનો આદેશ છે.” તરત ત્યાંથી ઊઠી તે મુખ્ય મંદિર ભણી ગયા. રસ્તામાં મંદિરની મૂર્તિનો વરઘોડો

મળ્યો; મૂર્તિને તેમણે દંડવત્ પ્રણામ કર્યા. પરંતુ 'આદેશ' શો હતો તે એમને હજી સમજાયું નહિ.

બીજા દહાડાની બપોર સુધી શેરીઓમાં મૂઢ જેવા ભટકયા પછી એમના અંતરમાં અરુણાચલના સ્વામીનું સ્ફુરણ થયું, તરત જ તેઓ બપોરના ખરા તડકામાં ટેકરી પર જવા નીકળ્યા. તેમના સુભાગ્યે સ્વામીજી વિરુપાક્ષ ગુફાની ઓસરીમાં એકલા બેઠેલા હતા. દંડવત્ કરી એમણે સ્વામીજીના બંને પગ પકડી લીધા, અને પ્રાર્થના કરી, "જે કંઈ વાંચવાનું હતું તે વાંચ્યું, વેદાન્તનો પણ સંપૂર્ણ અભ્યાસ કર્યો; મનથી ધરાઈને જપ જાપ કર્યા, પરંતુ **તપનું** ખરું રહસ્ય હાથ ન આવ્યું: તેથી આપના ચરણમાં શરણ શોધતો આવ્યો છું."



વિરુપાક્ષ ગુફા પાસે

સ્વામીજી થોડો વખત એમના સામે જોઇ જ રહ્યા, અને પછી બોલ્યા, "અહ



વિરુપાક્ષ ગુફાનો બહારનો ભાગ



મુલૈપ્પાલ તીર્થમ્

નો ઉદય ક્યાં થાય છે તે તપાસતાં મન તેમાં લીન થાય છે. આ જ **તપ** છે. મનમાં મંત્ર જપતી વખતે એ મંત્રના સ્વર જ્યાં ઊઠે છે ત્યાં મન એકાગ્ર કરવાથી મનનો લય થશે. આ જ **તપ** છે."

આ ઉપદેશથી શ્રી.ગણપતિ મુનિને પરમ સંતોષ થયો, અને સાંજ સુધી ત્યાંજ રહ્યા. સ્વામીનું નામ જાણવામાં આવતાં, ત્યાં હાજર રહેલા ભક્તોને તેમણે સૂચવ્યું કે સ્વામીને આજથી **ભગવાન શ્રી રમણ મહર્ષિ** એવા નામથી સંબોધવા. તે દિવસથી સ્વામીજી આ જ નામે ઓળખાય છે; જો કે ભકતો તો તેમને માત્ર **ભગવાન** જ કહે છે.



વિરુપાક્ષ ગુફામાં

શ્રી. રમણ મહર્ષિને મળ્યા તે પહેલાંનું જ શ્રી. ગણપતિમુનિનું પોતાનું શિષ્યમંડળ હતું. આ બધા પણ શ્રી. મહર્ષિના ચુસ્ત ભકતો બન્યા. આ નવા મંડળને ઉચ્ચ પ્રકારના આધ્યાત્મિક ઉપદેશની જરૂર હોવાથી શ્રી. મહર્ષિએ થોડું થોડું બોલવા માંડયું. અનેક ગૂઢ વિષયો પર પ્રશ્નો પુછાતા અને શ્રી. મહર્ષિ પોતાની સાધના અને પોતાના આત્માનુભવ પરથી જવાબ આપતા. આમાંના વધુ ઉપયોગી ભાગને શ્રી. ગણપતિમુનિએ નોંધ્યા હતા. અને શ્રી. રમણગીતા નામથી પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. આ પુસ્તકમાં જીવન્મુકતાવસ્થા, હૃદયવિદ્યા, હૃદય તથા મનનો પરસ્પર સંબંધ, મનોનિગ્રહના માર્ગ અને એવા બીજા વિષયો ચર્ચેલા છે.



શ્રી. શિવ પ્રકાશ પિલ્લે

શ્રી. ગણપતિમુનિનો શ્રી. મહર્ષિ સાથેનો સંબંધ અનેક રીતે નોંધપાત્ર હતો. અને તે વખતના એમને થએલા એક અસાધારણ અનુભવનું સમર્થન શ્રી. મહર્ષિ નીચેના



શ્રી. કાવ્યકંઠ ગણપતિ મુનિ

શબ્દોમાં કરે છેઃ—

"કેટલાંક વરસ પર એક દિવસ હું સૂતો હતો, પણ સમાધિમાં નહતો. તેવામાં મને એકાએક લાગ્યું કે જાણે મારૂં શરીર અદ્ધર અને અદ્ધર ઊંચકાઈ રહ્યું છે (જો કે હું જાગૃત હતો.) આજુબાજુની વસ્તુઓ ધીમે ધીમે નાની અને છેવટે અદૃશ્ય થવા લાગી. મારી આસપાસ સર્વત્ર પ્રકાશનાં અનંત પૂર ઝળહળી રહ્યાં હતાં. થોડા વખત પછી શરીર નીચે ઊતરતું લાગ્યું અને નીચેની વસ્તુઓ જણાવા લાગી. આ અનુભવ વખતે હું એટલો સાવધ હતો કે હું સમજી શકયો કે સિદ્ધો આમ જ અદૃશ્ય અને પ્રત્યક્ષ થતા હશે તથા પળ માત્રમાં જોજનોનાં અંતર કાપી નાંખતા હશે. શરીર નીચે ઊતર્યું ત્યારે મને લાગ્યું કે હું તિરુવોત્તિયૂરમાં છું જો કે આ જગા મેં કદી જોયેલી નહોતી. હું તેના એક ધોરી રસ્તા પર હતો. મ્હેં ત્યાંથી આગળ ચાલવા માંડ્યું. થોડે છેટે રસ્તાની એક બાજુએ ગણપતિનું મંદિર હતું. હું અંદર પેઠો અને કંઈક બોલવા લાગ્યો, પરંતુ શું બોલ્યો કે શું કર્યું તે યાદ નથી. અને એ પણ યાદ નથી કે હું વિરુપાક્ષ ગુફામાં પાછો કેવી રીતે આવ્યો."

શ્રી. ગણપતિમુનિ ૧૯૦૮માં તિરુવોત્તિયૂરના જે ગણપતિ મંદિરમાં રહેતા હતા તે મંદિરને ઉપરનું વર્ણન આબેહુબ લાગુ પડતું હતું. આ મંદિરમાં તેઓ ધ્યાનમાં બેઠા હતા ત્યારે ધ્યાનમાં તીવ્ર વિક્ષેપ લાગવાથી એમને સાહાય્ય માટે શ્રી. મહર્ષિના



બ્રાહ્મણ સ્વામી

સામીપ્યની અત્યંત ઉત્કંઠા થઈ. તરત જ શ્રી. મહર્ષિ મંદિરમાં પેસતા દેખાયા.



મહગુરુ સ્વામી ગુફા

તેમણે શ્રી. મહર્ષિને દંડવત પ્રણામ કર્યા. દંડવત્ કરીને ઊઠતા હતા ત્યારે શ્રી. મહર્ષિએ એમને માથે હાથ મૂકયો. આ સ્પર્શથી પોતાના શરીરમાં કોઈ અગમ્ય શકિતસંચાર થતો શ્રી. ગણપતિમુનિએ અનુભવ્યો. આને એમણે પોતાને મળેલી હસ્તદીક્ષા માની.

શ્રી. ગણપતિમુનિ પ્રતિભાસંપન્ન કવિ અને બહુશ્રુત વિદ્વાન હતા, છતાં શ્રી. મહર્ષિ પ્રત્યે એમને એટલો પૂજ્યભાવ હતો કે પોતાની બધી શકિતઓને એ ગુરુકૃપાનું જ ફળ માનતા. પણ અફસોસની વાત છે કે આ અલૌકિક શકિતસંપન્ન મહાનુભાવ આત્મા ૨૫મી જુલાઈ ૧૯૩૬ના દિવસે નિંપુરામાં ( ખડગપૂર, બી. એન. રેલ્વે ) પોતાના આશ્રમે દેવલોક પામ્યા.

## બીજા ભક્તો

તે વખતના બીજા ભકત શ્રી. રામસામિ અય્યર હતા. તેઓ તિરુવણ્ણમલૈમાં પી. ડબલ્યુ ડી. માં ઓવરસીઅર હતા. શ્રી. મહર્ષિ પાસે એ પહેલીવાર ગયા ત્યારે એમને કંઈ ધ્યાન ખેંચે તેવું લાગ્યું નહિ; પરંતુ થોડા જ વખતમાં તેમને ફરીથી જવાની પ્રેરણા થઈ. બીજી વખતે એમના પર ખૂબ અસર થઈ, અને શ્રી. મહર્ષિના વ્યકિતત્વથી એ અગમ્ય રીતે આકર્ષાયા.



શ્રી. ગુરુ નમઃ શિવાય મંદિર

તેમણે પ્રાર્થના કરી, "પ્રભુ, મહાત્મા ઈસુ અને બીજા અનેક સંત પુરુષો પતિતોના ઉદ્ધાર માટે અવતર્યા હતા. તો મારે માટે કંઈ આરો નથી ?"



શ્રી. પચ્ચૈ અમ્મનના મંદિરમાં રહેતા ત્યારે

તરત જ અંગ્રેજીમાં જવાબ આવ્યો: "છે, છે, જરૂર છે." શ્રી. અય્યરની રસમય નોંધપોથીમાં એક ઉતારો નીચે પ્રમાણે છે:

"મને હંમેશા અપચો રહેતો, ખોરાક લેવાતો નહિં ને ઊંઘ પણ બરાબર આવતી નહિં. હું એ ચિંતામાં જ હતો ત્યાં સ્વામીજીએ ખબર પૂછતાં મ્હેં મારી હકીકત કહી. મારું માથું ધગધગતું હતું. એકાદેક મિનિટમાં આખાએ મગજમાં જાણે ઠંડક વ્યાપી. અનાયાસે તે દિવસે તહેવાર હોવાથી સ્વામીજીને ભિક્ષા સારૂ એક ભકતબાઈ મિષ્ટાન્ન લાવ્યાં હતાં; હું તો માત્ર કાંજી પર રહેતો. કેટલાક ભકતોએ મને પ્રસાદ લેવાનું કહ્યું પણ મેં ના કહી, કારણ મને પચતું નહતું. પરંતુ શ્રી. મહર્ષિએ ખૂબ આગ્રહ કરી મને તે ભારે ખોરાક જમાડયો. આશ્ચર્યની વાત છે કે મને તે રાતે નિરાંતે ઊંઘ આવી. આ પ્રસંગથી મારી સ્વામીજી પરની શ્રદ્ધા દૃઢ થઈ. મારા જે કુટુમ્બીઓને હું સ્વામીજી પાસે જતો તેથી ગુસ્સો આવતો, તેઓ મને થએલો ફાયદો જોઈ, શ્રી. મહર્ષિ સારૂ હવે ભિક્ષા પહોંચાડવા લાગ્યા. મ્હારૂં કેવું દુર્ભાગ્ય કે મ્હેં શ્રી. મહર્ષિને આટલા મોડા ઓળખ્યા !"

આથી પણ વધારે અસાધારણ અનુભવ શ્રી. રમણાશ્રમમાં રહેતાં બાઈ એચ્ચમ્માલ ને થયા હતા. બહુ હૃદયભેદક સંજોગોમાં તેઓ આશ્રમમાં આવ્યાં હતાં. એક પછી એક ઉપરા ઉપરી તે બાઈના પતિ અને એ



આમ્ર ગુફા

બાળક ગુજરી ગયાં હતાં. આ કારણે જૂના સંબંધો વચ્ચે જીવવું અકારૂં થઈ પડવાથી,



શ્રી. પચ્ચઅમ્મનનું મંદિર

કંઈક શાન્તિ મેળવવા તેઓ ગોકર્ણની જાત્રાએ ગયાં. ત્યાં ઘણા સંત પુરુષોના સમાગમમાં આવ્યાં, પણ તેમના હૃદયને શાન્તિ મળી નહિં. શ્રી. મહર્ષિનું નામ એણે સાંભળ્યું હતું, એટલે છેવટે તિરુવણ્ણમલે જઈ એમના દર્શન કરવાનો નિર્ણય કર્યો. ત્યાં પહોંચ્યાં ત્યારે શ્રી. મહર્ષિ મૂગા બેઠા હતા. તે બાઈ પણ બોલ્યા ચાલ્યા વિના કલાકેક ઊભાં રહ્યાં. આમ મૌનમાં જ તેમને પોતાના હૃદયમાં અજબ પરિવર્તન થતું લાગ્યું. શ્રી. મહર્ષિના સાન્નિધ્યની એવી શાંત સૌમ્ય અને સ્થાયી અસર થઈ કે બાઈને એમ જ લાગ્યું કે જાણે પોતે ત્યાં જડાઈ જ ગઈ છે. સાંજ પડી એટલે પરાણે ત્યાંથી નીકળ્યાં, પરંતુ શ્રી. મહર્ષિની ગાઢ શાન્તિની એમના પર એવી ઊંડી છાપ પડી હતી કે એમનું દુઃખ સદાનું દૂર થયું.

આ સર્વ શ્રી. મહર્ષિની અદ્ભુત કૃપાનું ફલ છે એમ માનીને એચ્ચમ્માલ સદાને માટે તિરુવણ્ણમલૈમાં રહ્યાં. એમની ગુરુભક્તિ એટલી અગાધ છે કે ત્રીસ વરસમાં એક પણ દિવસ શ્રી. મહર્ષિને નૈવેદ્ય આરોગાવ્યા વિના પોતે જમ્યાં નથી. તેમની સેવામાં તેમણે પોતાની બધી મિલકત ખર્ચી નાંખી. શ્રી. મહર્ષિ જ્યારે અરુણાચલની ટેકરી પર રહેતા હતા તે વરસો દરમિયાન તેમના દર્શને આવતા ભક્તોનો ઉતારો એચ્ચમ્માલને ઘેર જ રહેતો. એમની ગાઢ ગુરુભક્તિ વિષે શું લખવાનું હોય?



તળેટીમાં

## પર્વત વાસી સાધુઓ

પર્વત પરની ગુફાઓમાં અનેક સાધુઓ રહેતા હતા; અને તેઓ ઘણીવાર વિરુપાક્ષ ગુફામાં શ્રી. મહર્ષિના દર્શને આવતા. તપસ્વી



શ્રી. અચમ્માલ

જીવનની કઠિનતા તેઓ પૂરેપૂરી રીતે સમજતા હતા; તેથી આ યુવાન સાધુની નિઃસ્પૃહતા, ગાઢ શાન્તિ અને કરુણામય-સમતા જોઈ તેમને સહેજે માન થતું. આથી નાના મોટા બધા સાધુ શ્રી. મહર્ષિ માટે માન તથા મમતા રાખતા અને એમનો આનંદી સ્વભાવ તથા બાળક જેવી સરળતા વખાણતા.

આમાંના એક બે સાધુને શ્રી. મહર્ષિ માટે સંપૂર્ણ માન હોવા છતાં, આ મહાન સંતના પોતે આશ્રયદાતા છે એમ જગતને બતાવવાની લાલચ થઈ આવી. આ માટે તેમણે વિચિત્ર રસ્તા લીધા. શ્રી. મહર્ષિને ડરાવવા એક જણ પર્વત પરથી પત્થરા ગબડાવતો અને અંધારી રાતે ભૂતનો વેષ ભજવતો. (કદાચ આવાં તોફાનથી ડરીને શ્રી. મહર્ષિ એનો આશરો લે એવી આશામાં).

બીજો સાધુ વધારે ગઠીઓ હતો. પોતે શ્રી. મહર્ષિના ગુરુ હોવાનો દાવો કરી ભોળા શ્રદ્ધાળુ લોકોને ઠગતો. લોકોની સમક્ષ તે સત્તાદર્શક વાતો કરતો પરંતુ એકાંતમાં શ્રી. મહર્ષિને પોતાનું કપટ છાવરવા વીનવતો. આ યુક્તિ સરસ હતી. કારણ આવા પ્રસંગોએ



પણ શ્રી. મહર્ષિ તો બોલતા જ નહિ; અને ગમે તેવા દુષ્ટને પણ લોક સમક્ષ હલકો તો એ પાડતા જ નહિ! આથી આ સાધુનો દંભ કેટલીક વાર ફાવતો. પોતાના



સ્કંદાશ્રમનો દરવાજો

ઘમંડમાં એક દિવસ શ્રી. મહર્ષિ પર થૂંકવાની એણે ધૃષ્ટતા કરી. શ્રી. મહર્ષિ તો અસ્પૃષ્ટ જ રહ્યા. પણ ભક્તોએ આ વાત જાણી ત્યારે પેલા બનાવટી ગુરુને ભાગવું પડ્યું.

પરંતુ પાપની સજામાંથી એ છટકી શક્યો નહિ. તિરુવણ્ણમલૈમાં રહીશું તો શ્રી. મહર્ષિના ભક્તો ખોખરા કરશે એવું લાગવાથી તેણે ગામ છોડવાનો વિચાર કર્યો ને સ્ટેશને જઈ સેકન્ડ કલાસના ડબ્બામાં ચઢી બેઠો. આ ડબ્બામાં એક યુવાન દંપતી બેઠાં હતાં. તેમના સામે બેસી તેણે કામશાસ્ત્ર પર ભાષણ કરવા માંડ્યું. આથી ગુસ્સે થઈ પેલા યુવકે તેને અહિં જ પોતાના જોડાથી સારો મેથીપાક જમાડ્યો.

બે વર્ષે આ સાધુ પાછો આવ્યો. પણ તેનું હૃદય હજી પણ ડંખ્યા કરતું હતું. શ્રી. મહર્ષિ પાસે જઇ તેમને એકલા જોતાં તેણે પૂછયું, "મને સ્ટેશન પર શું વીતેલું તે જાણો છો?"

"હા."

સાધુએ પશ્ચાત્તાપપૂર્વક કહ્યું, "કદાચ આ બધા અનુભવની પણ જરૂર હશે. તમારા પર થૂંકવામાં મારી ભૂલ હતી. ક્રોધના આવેશમાં એ થઈ ગયું. હવે હું પાછો ફર્યો છું. તમે પેટ ભરીને મારા પર થૂંકો." એમ કહી એણે પોતાની પીઠ ધરી. એના મનમાં હજી પણ એવી આશા રહેલી હતી કે શ્રી. મહર્ષિ કદાચ થૂંકશે અને પોતે તેમને હલકા પાડી શકશે. પરંતુ શ્રી. મહર્ષિને એના પ્રત્યે ઘૃણા હતી જ નહિ કારણ કે એ થૂંક્યો ત્યારે પણ તે તો દયાથી



સ્કંદાશ્રમ પાસેનું ઝરણુ: આ ઝરણુ પહેલાં સુકાયલું હતું તે શ્રી. મહર્ષિના વસવાટ પછી વહેતું થએલું અને આજે પણ વહી રહ્યું છે.

ઉભરાતા જ હતા; એટલે એમણે માત્ર એની પીઠ થાબડી. સાધુબાવા તો પાછા પોતાના સ્વભાવ પર ગયા. સુભાગ્યે શ્રી. મહર્ષિ પ્રત્યે પૂજ્યભાવ ધરાવનાર શ્રી. યોગાનંદ નામના વૃદ્ધ સાધુ ત્યાં આવી ચઢયા. પેલો દ્વેષી સાધુ સમજી ગયો કે આમની આગળ પોતાનું કંઈ ચાલવાનું નથી. એટલે ત્યાંથી વંજો ભાગી ગયો.



માતા પુત્ર

કેટલાક સાધુઓ તો ખરેખર ધૃષ્ટ જ હતા. એવા સાધુઓનું એક ટોળું વિરુપાક્ષ ગુફામાં એક દિવસ આવી ચઢયું. તેઓએ શ્રી. મહર્ષિને કહ્યું, "પુરાણ પુરુષ અગસ્ત્ય જ્યાં આજે પણ તપ કરી રહ્યા છે એવા પવિત્ર પોદિકૈ પર્વત પરથી અમે આવ્યા છીએ. અમની આજ્ઞા છે કે અમારે તમને પહેલાં શ્રીરંગમમાં



તળેટીમાંથી દેખાતો સ્કંદાશ્રમ

સિદ્ધોની પરિષદમાં લઈ જવા અને પછી પોદિકૈ પર્વત પર. ત્યાં તમારા શરીરમાંનાં ઉન્નતિરોધક તત્ત્વો દૂર કરી તમને વિધિપુરઃસર દીક્ષા આપવાની છે.

શ્રી. મહર્ષિ પોતાની હંમેશની ટેવ પ્રમાણે મૂગા બેઠા. એમના એક ભક્ત જવાબ આપ્યો, "તમારા આગમનની અમને ખબર મળી ચૂકી છે. અને અમને પણ હુકમ મળ્યો છે કે તમને કઢાઈમાં મૂકી ચૂલે ચડાવવા. કેમ, આપની શી મરજી છે?" આટલું કહી બીજા સાધકોને બોલાવી કહ્યું "જાઓ, એક મોટો ખાડો ખોદી તેમાં આમને સારૂ અગ્નિકુંડ તૈયાર કરો." શેરને માથે સવાશેર મળવાથી આવનાર સાધુઓ ત્યાંથી સદાને માટે વિદાય થયા.



માતાજી (૧૯૨૨)

**મી. હમ્ફ્રીઝ**

લગભગ આજ અરસામાં મી. હમ્ફ્રીઝ નામના એક યુરોપીયન શ્રી. મહર્ષિ પ્રત્યે પહેલવહેલા આકર્ષાયા. તેઓ આસિ. પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ હતા. સ્વભાવે તે પૂરા આસ્તિક હતા; અને પશ્ચિમની યોગપ્રણાલીઓથી પરિચિત હતા. શ્રી. મહર્ષિની મુલાકાતે તે ત્રણવાર આવ્યા, અને તે વખતની શ્રી. મહર્ષિ સાથેની વાતચીત તેમણે ૧૯૧૧માં "ઇન્ટરનેશનલ સાઈકિક ગેઝેટ" માં છપાવી હતી.

મી. હમ્ફ્રીઝઃ—હું કોઈ રીતે દુનિયાને મદદરૂપ થઈ શકું ?

શ્રી. મહર્ષિઃ—તમારું જ ભલું કરો, ને એમાં જ દુનિયાનું ભલું થશે.

મી. હઃ—હું દુનિયાને મદદરૂપ થવાની આશા સેવું છું. શું હું કાંઈ મદદ નહિ કરી શકું ?

શ્રી. મઃ—સ્વકલ્યાણમાં જ જગતનું કલ્યાણ સમાએલું છે. તમે જગતમાં છો; તમે જ જગત છો; તમે અને જગત અન્યોન્યથી ભિન્ન નથી.

મી. હઃ—ભગવાન ! કોઈ દહાડો પણ હું શ્રી. કૃષ્ણઅને



માતાજી તથા કેટલાક ભક્તો સાથે (૧૯૨૧)

જીસસ ક્રાઈસ્ટ જેવા ચમત્કાર બતાવી શકીશ?

શ્રી. મ:—એ લોકો જ્યારે ચમત્કાર કરતા હતા ત્યારે તેમને કર્તૃત્વાભિમાન રહેતું હતું? અથવા તો પોતે કુદરતના કાયદાથી કાંઈ વિરુદ્ધ કરે છે એવું પણ ભાન હતું?



માતાજી

મિ. હ: (કંઈક વિચાર કરીને)

ના જી.

મી. હમ્ફ્રીઝને શ્રી. મહર્ષિએ ચેતવ્યા કે "રખે ચમત્કારથી લોભાતા. આત્મ-સમર્પણનો પૂરો પ્રયત્ન કરશો તો પરમાત્મ તત્ત્વની પિછાન થશે."

**માતાજી**

જો કે પહેલી મુલાકાત વખતે જ શ્રી. મહર્ષિએ પોતાની માતાને બહુ સ્પષ્ટતાથી સમજાવ્યું હતું કે માદીકરાનો સંબંધ હવે પૂરો થયો છે, છતાં માજી વારંવાર તિરુવણ્ણમલૈ આવતાં.



અસલનો રમણાશ્રમ

આમાંના એક પ્રસંગે એટલે કે ૧૯૧૪ માં તેઓ ગંભીર માંદગીમાં પટકાયાં અને



શ્રી. માતૃભૂતેશ્વરનું મંદિર

ત્રણેક અઠવાડિયાં બહુ પીડાયાં. તે વખતે શ્રી. મહર્ષિએ પોતે જ વિરૂપાક્ષ ગુફામાં તેમની ચાકરી કરી. જરા ઠીક થયું ને તેઓ માનમદુરા ગયાં, અને બહુ થોડા વખતમાં પાછાં પણ ફર્યાં.

તેમના મોટા પુત્ર ૧૯૦૦માં ગુજરી ગયા અને થોડા વખત પછી એમના દિયર પણ ગયા. આથી કુટુંબનો હાથ ભીડમાં રહેતો. ૧૯૧૫માં નાના પુત્ર નાગસુંદરમની

પત્ની એક બાળક મૂકી દેવલોક પામી. આ વિટંબણા આવી પડતાં તેમને પોતાના વચલા પુત્ર શ્રી. મહર્ષિ સાંભર્યા અને ૧૯૧૬માં તેમની પાસે કાયમને માટે આવી રહ્યાં.

શ્રી. મહર્ષિએ પોતાનું રહેઠાણ જ્યારથી સ્કંદાશ્રમની વિશાળ જગામાં રાખ્યું ત્યારથી માજીએ રસોઈનો ભાર પોતાને માથે લઈ લીધો અને તેમની ઇચ્છાથી શ્રી. નાગસુંદરમ પણ આશ્રમમાં આવી વસ્યા. આમ આશ્રમજીવનનું નવું સ્વરૂપ શરુ થયું, ને તે આજ દિન સુધી ચાલુ છે; જો કે શ્રી. મહર્ષિની ખ્યાતિ જેમ જેમ ફેલાતી જાય છે તેમ તેમ અતિથિઓની સંખ્યા વધતી જાય છે.



જ્યારે માજી ૧૯૧૬માં તેમની સાથે રહેવા આવ્યાં ત્યારે કેટલાક ભક્તોને બીક રહેતી કે શ્રી. મહર્ષિને કદાચ આ પસંદ નહિ પડે, અને અહીંથી તેઓ કોઈ બીજા સ્થળે ચાલ્યા જશે; સુભાગ્યે તેવું કંઇ બન્યું નહિ—જો કે માજીને થોડા દહાડા આશ્રમમાં બહુ ગોઠતું ન્હોતું, કારણ શ્રી. મહર્ષિ પોતે માજી સિવાયના બીજા સ્ત્રી વર્ગ સાથે વાતચીત કરતા હતા છતાં મા સાથે જાણી બૂજીને બોલતા નહિ. આ તેમને બહુ સાલતું, પરંતુ બહુ ટૂંક સમયમાં તે કળી શકયાં કે અહીં પોતે બીજાની જેમ એક આશ્રમવાસી જ હતાં અને તેથી પોતાને કોઈ વિશેષ અધિકાર ન હતા.

આ રીતે નાના પ્રકારે શ્રી. મહર્ષિએ પોતાની માનાં જૂનાં સાંસારિક બંધનો છોડાવ્યાં, તથા તેમને અંતર્મુખ બનાવ્યાં અને અંતિમ સમાધિ માટે તૈયાર કર્યાં. તેમના આંતર જીવનને સૂક્ષ્મ રીતે મૂગી મદદ કરવા ઉપરાંત તેઓ માજીને કવચિદ્

ઉપયોગી સૂચનાઓ પણ આપતા, અને નાની નાની રહસ્યમય વાતો કરી માજીના ખાવાપીવાના તથા ન્હાવા ધોવાના જૂના જમાનાના આચાર ધર્મો કળાથી બદલાવતા; પરંતુ કોઈ પણ પ્રકારનો દુરાગ્રહ કરતા નહિ, અને એમની ઇચ્છા મુજબ વર્તવા



દેતા. વખત પર મશ્કરી કરતા અને કહેતા, "કોઈ તમારાં કપડાંને અડકી ગયું ! અરરર ! પાપ લાગ્યું ! ફરી ન્હાવું પડશે ! હવે તો તમારો ધર્મ ડૂબી ગયો ! આ કાંદો, આ લસણ, મોક્ષ અટકાવી દેશે !"

માજીનાં છેલ્લાં છ વરસ આમ વીત્યાં. અંત પાસે આવ્યો ત્યારે તેમનું સમર્પણ (શ્રી. મહર્ષિને) પૂર્ણ થઇ ચૂક્યું હતું અને વાતાવરણની પૂરેપૂરી અસર થઈ હતી. છેલ્લે દિવસે એટલે ૧૯૨૨ના મેની ૧૯મીએ સવારથી રાતના આઠ વાગતાં સુધી શ્રી. મહર્ષિ તેમની પાસે બેઠા હતા. તેમનો જમણો હાથ માજીના હૃદય પર અને ડાબો હાથ માથા પર હતો. માજીનો જીવાત્મા પરમાત્મામાં ભળી ચિરંતન શાન્તિ પામ્યો ત્યાં સુધી આમ બેસી રહ્યા.

દિવસ દરમિયાન શ્રી. મહર્ષિ અને આશ્રમવાસીઓ માજીનો અંતકાળ નજીક હોવાથી જમવા ઊઠ્યા ન હતા. સાંજે ફરી રસોઈ થઈ અને જમવાનું કહેણ આવ્યું તો પણ તેઓ ત્યાંથી ખસ્યા નહિ. માતાનો દેહાંત થતાં તેઓ ઊઠ્યા અને રોજની સ્વાભાવિક સ્વસ્થતાથી બોલ્યા, "ચાલો હવે આપણે જમી શકીએ. આપણને કંઈ સ્નાન સૂતક ન વળગે."

તે આખી રાત આશ્રમમાં ભજન કીર્તન ચાલ્યા કર્યું. આ પછીની બધી અંતિમ ક્રિયા વખતે શ્રી. મહર્ષિ એક મૂક દ્રષ્ટા



યોગી રામૈયા

માત્ર હતા. સગાં સંબંધી અને ભક્તોનું મોટું ટોળું માજીને છેલ્લી અંજલિ આપવા ભેગું થયું હતું. શબને અરુણાચલની બીજી બાજુ આવેલા પાલીતીર્થમ લઈ ગયા: અને રસ્તાથી થોડે દૂર એક ખાડો ખોદી તેમાં ભભૂત, મીઠું, કપૂર અને બીજાં સુગંધી દ્રવ્યો નાખી દેહ પધરાવી. અને તે જગા પર સમાધિ ચણાવી તેના ઉપર એક લિંગની પ્રતિષ્ઠા કરી. આ જગા **માતૃભૂતેશ્વર** ( ઇશ્વિરનું માતૃસ્વરૂપ ) કહેવાય છે. અહીં લોકો રોજ પૂજા કરવા આવે છે.

માજીના સંવત્સરીના દિવસે ત્યાં મહા-પૂજા કરવામાં આવે છે. તેનું મહત્વ નીચેના પ્રસંગથી વધુ સ્પષ્ટ થશે. કેટલાક દિવસ બાદ કોઈકે માજીની વાત કરતાં, "પરલોક સિધાવ્યાં" એવા શબ્દો વાપર્યા, ત્યારે શ્રી. મહર્ષિએ સુધાર્યું કે "નહિ, પરલોક સિધાવ્યાં નહિ, પણ સ્વરૂપમાં લય પામ્યાં"

બીજા કોઈ પ્રસંગે શ્રી. મહર્ષિએ કહેલું, "માજીની બાબતમાં મને સંપૂર્ણ સફળતા મળી, પરંતુ પહેલાં એક વાર શ્રી......ની બાબતમાં આમ જ પ્રયત્ન કરેલો છતાં વ્યર્થ ગયો: તેણે આંખો ઉઘાડી અને દેહ મૂકી દીધી."

દસ બાર કલાક માજીના હૃદય અને માથા પર હાથ રાખી બેઠા હતા તે પ્રસંગે શું બન્યું તેનું વર્ણન કરતાં શ્રી. મહર્ષિ કહે છે, "પ્રસુપ્ત વાસનાઓ અને ભૂતકાળનાં



શ્રી. કપાલીશાસ્ત્રી

પડેલાં સંસ્કાર બીજ એકાએક તીવ્રતાથી જાગૃત થયાં. બાહ્ય અભાન થયું હતું એટલે સૂક્ષ્મભૂમિકાની રંગભૂમિ પર જાણે તેના પ્રત્યક્ષ અનુભવ એક પછી એક પસાર થઇ અદૃશ્ય થતા જણાયા. જે સંચિત કર્મ ભોગવવા અસંખ્ય જન્મ ધારણ કરવા પડત તે જલ્દી શમી ગયાં, અને પંચકોષમાંથી છૂટી તે જીવાત્મા જ્યાંથી પુનરાવૃત્તિ થતી નથી એવી શાંત નિર્વાણદશાને પામ્યો."

## શ્રી રમણાશ્રમ

શ્રી. મહર્ષિના આ શબ્દોનું રહસ્ય, આશ્રમનું વાતાવરણ તથા સમાધિ-સ્થાન અને મંદિર પ્રત્યેનું શ્રી. મહર્ષિનું વલણ ધ્યાનપૂર્વક જોવાથી સમજાશે. સમાધિસ્થાન ટેકરીની તળેટીમાં હતું, અને સ્કંદાશ્રમતો ટેકરીની ઉપર હતો. છતાં ત્યાંથી છ મહિના સુધી લગભગ હંમેશાં ભગવાનશ્રી મંદિરે આવતા, અને એક દિવસે તો આવ્યા તે આવ્યાજ; પાછા ગયા જ નહિં પરંતુ ત્યાં જ રહ્યા. આ જ હાલનો આશ્રમ.



એક વખત તેઓ કહેતા હતા કે "મારી પોતાની ઇચ્છાથી મેં સ્કંદાશ્રમ છોડયો નથી મને **કોઈકે** અહીં આવવા પ્રેર્યો અને હું તાણે થયો. એ **સ્વેચ્છા** ન હતી, પરંતુ **પરેચ્છા—ઈશ્વરેચ્છા** હતી."

આ પ્રસંગથી તેમના જીવનનું નવું પ્રકરણ શરૂ થયું.

તે દિવસથી તેમનાં બોધવચનોનો અસર દેશવિદેશમાં ઝડપથી પ્રસરી. હિંદુસ્તાનમાંથી તથા પરદેશમાંથી આવતા યાત્રીઓની સંખ્યા વધવા માંડી. એક પ્રસંગે શ્રી. મહર્ષિ બોલ્યા "મા ક્યાંઈ ગઈ નથી, અહીં જ છે." ભાવાર્થ એ હતો કે માજી એક મુક્ત આત્મા તરીકે શ્રી. મહર્ષિની પાસે જ એમના વાતાવરણમાં હાજર હતાં. કદાચ એમ પણ હોય કે શ્રી. મહર્ષિના પ્રભાવને ફેલાવવા તથા વિસ્તારવા જે **શક્તિની** જરૂર હતી તે તેમની માતાએ મૃત્યુ બાદ પૂરી પાડી હોય.

સમાધિને યોગ્ય ઇમારત ચણાવવાનું કામ હાલમાં શરૂ થયું છે.

## આશ્રમમાં ચોરી

આ જગાએ શ્રી. મહર્ષિ પહેલવહેલા રહેવા આવ્યા ત્યારે ત્યાં માતૃભૂતેશ્વરના લિંગ પર એક મઢી માત્ર હતી; ત્યાર પછી એની

પાસે જ કેટલાંક ઝૂંપડાં ઊભાં કરવામાં આવ્યાં. શ્રી. મહર્ષિ આજે જે હૉલમાં દિવસનો લગભગ બધો વખત પસાર કરે છે અને રાત્રે સૂએ છે તે જ પહેલ વહેલું બંધાયેલું પાકું મકાન. તે બંધાતાં પહેલાં આશ્રમવાસીઓને એક કોટડીમાંથી પસાર થવું પડયું હતું.



લક્ષ્મી તથા તેની વાછરડી સાથે

આશ્રમની મુલાકાતે ઘણા લોકો આવતા અને ભેટસોગાદ મૂકતા તે જોઈ કેટલાક લોકોને સારી લૂંટની આશા પડી. ૧૯૨૪ના જૂનની ૨૬મી તારીખે અંધારી રાતે અગિયાર વાગે શ્રી. મહર્ષિ તથા આશ્રમવાસીઓ નિવૃત્ત થયા બાદ ત્રણ માણસો ચોરી કરવા પેઠા. તેઓએ હૉલની બારીના કાચ ફોડવા માંડયા.

ચોરો કેવા આશા ભર્યા આવ્યા હશે તે શ્રી. મહર્ષિ સમજી ગયા. તેમણે કહ્યું, "અહીં લઈ જવા જેવું કાંઇ નથી; છતાં



શ્રી. મહર્ષિ અને લક્ષ્મી



ખિસકોલી રમાડતા શ્રી. મહર્ષિ

અંદર આવીને જે જોઈએ તે ખુશીથી લઈ જાઓ." આમ કહી બારણું ખોલી નખાવ્યું. પરંતુ ચોર અંદર આવ્યા નહિ, ઉલટું, બારીનું ચોકઠું કોચવા માંડ્યું. આથી સ્વાભાવિકજ કેટલાક આશ્રમવાસીઓ ગુસ્સે થયા અને બહાર જઈ ચોરોને મારવા તૈયાર થયા; પરંતુ શ્રી. મહર્ષિએ એવી રજા આપી નહી.

" ચોરોને એમનો વેશ ભજવવા દો. આપણે આપણું સમાલો. તેમને જે કરવું હોય તે ભલે કરે; આપણે તો શાંતિથી સહી લેવાનું છે. તેમની વચ્ચે પડવાની આપણે જરૂર નથી. "

આમ ફરીથી ચોરોને આશ્રમમાં કંઈ પણ ગરબડ કર્યા વગર જે જોઈએ તે લઈ જવાનું કહેવામાં આવ્યું. પોતાને આવો સત્કાર મળશે એવું આ દુષ્ટોએ ધાર્યું નહોતું. પણ એ પોતાનો અવળચંડો સ્વભાવ શેના છોડે! એમણે તો ઝૂંપડાંને આગ લગાડવાની ધમકી આપી. શ્રી. મહર્ષિ ચોરોના મનની ઘડભાંજ કળી ગયા. જે બિચારાઓ છાનામાના ચોરી કરવાને ટેવાએલા તે આમ માલિકના દેખતાંજ કંઈ પણ કેવી રીતે ઉપાડી શકે? તેમને ઉદ્દેશી શ્રી. મહર્ષિ બોલ્યા, " આગ બાગ લગાડવાની જરૂર નથી. અમે બધા બહાર જઈએ છીએ અને આ બધું તમને સોંપ્યું. " ચોરોને તો આટલું જ જોઈતું હતું.

આશ્રમમાં રહેતાં મૂંગાં પ્રાણીઓ (આ લોકો વિષે આગળ કહેવાશે) માંનો એક ઘરડો અને નિમકહલાલ કૂતરો માંદો હોવાથી હૉલમાં સૂતો હતો. કૂતરા જેવા પ્રાણીને ચોરો સતાવ્યા વિના છોડશે નહિ





એવું જાણી શ્રી. મહર્ષિએ આ કૂતરાને બહાર લઈ જવાનું એક ભકતને ફરમાવ્યું. આ પછી બીજા ત્રણ આશ્રમવાસીઓ સાથે તેઓ બહાર નીકળ્યા.

તેઓ બહાર નીકળતા હતા ત્યારે બારણામાં ઊભેલા ચોરોએ હરેકને સખત ફટકાવ્યા. ખુદ શ્રી. મહર્ષિને પણ ડાબી જાંઘ પર એક ફટકો પડ્યો. તેઓ બોલ્યા "જો આટલાથી સંતોષ ના થયો હોય તો બીજા પગ પર પણ લગાવો." ગમે તે ગુનો કરવાની જેની તૈયારી હતી તેવા ચોરો આથી મુંઝાયા અને મારનાર ચોર શરમિંદો બની ગયો.

ત્યાર પછી જે પડાળીમાં આશ્રમવાસીઓ બેઠેલા હતા ત્યાં આવી એક ચોરે ફાનસ માગ્યું. શ્રી. મહર્ષિએ તે આપવા આજ્ઞા કરી. પણ, એક અતિથિના છ રૂપિઆ સમેત કુલ માત્ર દસ જ રૂપિયાની મતા ચોરો મેળવી શક્યા.

અત્યંત નિરાશ થઈ તેમાંના એક જણે શ્રી. મહર્ષિ પાસે આવી લાકડી ઉગામી પૂછયું "બધી માલમતા કયાં દાટી છે?" શ્રી. મહર્ષિએ કહ્યું "અમે બધા ભિક્ષાવૃત્તિપર જીવનારા સાધુઓ છીએ. અમારી પાસે કંઈ નાણું નથી." આ શબ્દો પર વિશ્વાસ ન પડતાં ચોરોએ ફરી ખૂણે ખાંચરે શોધવા માંડયું.

દરમિયાન જેમને ઇજા થઇ હતી તેઓને દવા દારૂ લગાડવા શ્રી. મહર્ષિએ કહ્યું. "ભગવાનશ્રીનું શું?" એમ રામકૃષ્ણે પૂછતાં, શ્રી. મહર્ષિએ હસતાં હસતાં જવાબ આપ્યો, "મારી




શ્રી. રમણાશ્રમનો મુખ્ય દરવાજો



પાલીતીર્થમ

પણ ઠીક ઠીક પૂજા થઇ છે.” રામકૃષ્ણે તેમની ડાબી જાંઘ પર એક મોટું ચકામું પડેલું જોયું. તરતજ આવેશમાં આવી જઈ એક લોઢાનો સળીઓ હાથમાં ઉઠાવી ચોરોની પાછળ જવા તેણે રજા માગી. પરંતુ શ્રી. મહર્ષિએ તેને અટકાવી કહ્યું. “ આપણે સાધુ છીએ. આપણો ધર્મ આપણે ચૂકવો જોઇએ નહિ. તમે જો ચોરોને મારશો અને એમાંનો કોઈ કદાચ મરી જશે તો **આપણી** બદનામી થશે–ચોરોની નહિ. તેઓ તો રસ્તો ભૂલેલા છે; અજ્ઞાનથી આંધળા થએલા છે. પણ **આપણે** ધર્મ શું છે તે સમજીએ, અને તેને વળગી રહીએ. આપણા દાંત નીચે આપણી જીભ કોઈવાર કચરાય છે તો શું આપણે દાંત પાડી નાખીએ છીએ ? ”

લગભગ રાતે બે વાગે ચોરોએ વિદાય લીધી. પોલિસે તેમને આખરે શોધી કાઢયા હતા અને તેમને સજા થઈ હતી.

## મૂગા મિત્રો

ચોરોને માટે તેમણે ઝુપડી ખાલી કરી તે વખતે માંદા કૂતરા કરુપ્પનને કોઈ સલામત જગાએ ખસેડવાની જે ચીવટ શ્રી. મહર્ષિએ બતાવી હતી તે ઉપરથી તેમના રોજના જીવનના એક વિશિષ્ટ અંગ તરફ ધ્યાન ખેંચાય છે. જેવો મનુષ્ય સાથે વર્તાવ





કાદુશાળીતીર્થમ

થાય છે તેવાજ વર્તાવ ગાય, કૂતરાં, બિલાડાં તથા માંકડાં સાથે પણ થાય છે. વસ્તુતઃ "આ બાળકો" માટે શ્રી. મહર્ષિને બોલતાં સાંભળે તો કોઈ નવો આવનાર ભ્રમમાં જ પડે. આ પ્રાણીઓને મનુષ્યથી હલકાં ગણવામાં આવતાં નથી; વાતચીતમાં પણ માણસને માટે જેવા શબ્દ વાપરીએ તેવા શબ્દ પ્રાણી માટે પણ અહીં વપરાય છે. કોઇપણ પ્રાણીને મારવાની આશ્રમમાં મનાઈ છે. શ્રી. મહર્ષિ ઘણીવાર કહે છે, "આપણે જાણતા નથી કે કયો જીવાત્મા પોતાના પ્રારબ્ધ કર્મ પૂરાં કરવા આપણા સમાગમમાં આ સ્વરૂપે આવ્યો છે."

## લક્ષ્મી

આ મૂગા પ્રાણીઓમાં લક્ષ્મી નામની ગાય મુખ્ય છે. એની મા આશ્રમને ભેટમાં મળી હતી. પરંતુ તે વખતે આશ્રમમાં ઢોરને પાળવાની સગવડ ન હોવાથી લક્ષ્મી તથા તેની માને ગામમાં એક ભક્તને ત્યાં રાખવામાં આવ્યાં હતાં. આશ્રમની પાસે આવેલા પાલીતીર્થમ તળાવે આ ગાય તથા વાછરડીને એક દિવસ પાણી પાવા લાવ્યા હતા. તે વખતે વાછરડી મોટી થઈ હતી; અને જાણે પૂર્વજન્મની કોઈ અગમ્ય સ્મૃતિ જાગવાથી તે ત્યાર પછી રોજ ભોજન વેળાએ શ્રી. મહર્ષિના દર્શને આવતી.

પાછળથી આશ્રમમાં ગાયોને રાખવાની વ્યવસ્થા થઈ ત્યારે લક્ષ્મીને પહેલવહેલી ગૌશાળામાં બાંધી. એણે પણ આશ્રમને ઘણાં વાછરડાંની ભેટ ધરી છે. એટલું જ નહિ પણ એક બે વખતે તો બરાબર



કૂવા ઉપર

શ્રી. મહર્ષિની વર્ષગાંઠને દિવસે જ તેણે વાછરડાંને જન્મ આપ્યો છે; અને ઘણીવાર આ વાછરડાંઓનો જન્મ શ્રી. મહર્ષિના જન્મ નક્ષત્રમાં થતો.



ભક્તોની ઝૂંપડીઓ

આમ હોઈ શ્રી. મહર્ષિને જે વૃદ્ધબાઈ શાકભાજી વગેરે ખવડાવતી હતી તે જ બાઈ આ ગાયમાતા લક્ષ્મીના સ્વરૂપે આવી છે એમ આશ્રમમાં મનાય છે તે અકારણ નથી. તે બાઈ પર્વત પર ફરી વનફળ ભેગાં કરી બીજું કેટલુંક ગામમાંથી માગી લાવતી અને તેમાંથી સુંદર વાનીઓ તૈયાર કરી શ્રી. મહર્ષિ પાસે લઈ જતી. પછી માયાથી શ્રી. મહર્ષિને આગ્રહ કરતી "આ **જરાક** શાક લાવી છું તે ખાઈ લો." જરાક કહેતી પણ ઘણું લાવતી અને શ્રી. મહર્ષિ બધું ખાઈ જતા. કોઈવાર શ્રી. મહર્ષિ તેને ત્યાં જતા અને શાકભાજી સમારી રસોઈમાં મદદ કરતા. થોડા વર્ષ પર તે ગત થતાં આશ્રમ પાસેજ તેની સમાધિ કરી છે.

હવે તો એક વિશાળ ગોશાળા બંધાઈ છે. લક્ષ્મી અને પાછળથી મળેલી બીજી ગાયો તેમાં બંધાય છે. આ બધામાં લક્ષ્મીની સમજ અનેરી જ દેખાય છે. કોઈનું પણ ધ્યાન ખેંચવાની કળા એનામાં છે. ગોશાળાનો પાયો નાખવાનો હતો ત્યારે નિયત સમયના પહેલાં તે શ્રી. મહર્ષિ પાસે આવી પહોંચી અને તેમને લીધા વિના ત્યાંથી ખસી જ નહિ.

લગભગ એકાદ વખત તો રોજ તે શ્રી. મહર્ષિ પાસે જવાનીજ. તેની સમક્ષ અગર તેને ઉદ્દેશીને કંઈ કહેવામાં આવે તો તે



શ્રી. નિરંજનાનંદ સ્વામી



આશ્રમનો ઉત્તર તરફનો દરવાજો

સમજે છે. તે જાજરમાન ચાલે ચાલે છે અને તેના મ્હોં પર અચૂક ગૌરવની છાપ છે. કોઈનું પણ કઠોર વર્તન તે સાંખતી નથી.

## કરુપ્પન્

શ્રી. મહર્ષિના આ આશ્રમમાં આવ્યા પછી બીજાં પ્રાણીઓની સંખ્યા કમી થઈ ગઈ છે. પરંતુ પર્વત પર તો એમની જમાતમાં કૂતરાં અને વાંદરાં મુખ્ય હતાં. આ સાથીઓ કુશળ અને ઉપયોગી હતાં.

એમાંના એક કૂતરા (ચિન્ના કરુપ્પન્) વિષે શ્રી. મહર્ષિ કહે છે, "તે સિદ્ધાંતવાદી હતો. જ્યારે હું વિરુપાક્ષ ગુફામાં હતો, ત્યારે એ થોડે દૂર પસાર થતો દેખાતો; ઝાડવા પરથી ડોકીઆં કરતું તેનું માથું હું જોઈ શકતો. પરંતુ એથી વધારે પાસે તે આવતો નહિ. તેનો વૈરાગ્ય દૃઢ હતો. તે કોઈનો પણ સંગ કરતો નહિ—બલ્કે તે સંગથી દૂર ભાગતો. તેની સ્વતંત્રતા અને વૈરાગ્ય જોઈ મને બહુમાન થતું; અને ઘણીવાર થોડો ખોરાક તેની પાસે મૂકી હું ચાલ્યો જતો. એક વખત અમે બધા ટેકરી પર ચઢી રહ્યા હતા ત્યારે કરુપ્પન્ એકાએક રસ્તો રોકી મારે પગે વળગી પડી આનંદથી પૂછડી પટપટાવવા માંડી પડયો. પોતાનો પ્રેમ દર્શાવવા એણે બધામાંથી મને જ શી રીતે શોધી કાઢયો એ એક આશ્ચર્યની વાત છે.



“ આ પછી તે અમારી સાથે આશ્રમમાં જ રહેતો. તે સેવાપરાયણ આસજન ઉપરાંત બહુ ઉચ્ચ અધિકારી આત્મા હતો. પહેલાંની એકાંતપ્રિયતા છોડી હવે તે માયાળુ બન્યો હતો. વિશ્વબન્ધુત્વ એ એનો સિદ્ધાંત હતો. આશ્રમમાં આવનાર સાથે તે હળી જતો અને ગેલ કરતો ખોળામાં પણ બેસી જતો. સાધારણ રીતે તો લોકોને આ ગમતું. છતાં કેટલાંક એનાથી દૂર રહેતાં; પરંતુ હાર્યા વિના તે પોતાના પ્રેમાળ પ્રયત્નો ચાલુ રાખતો. જો કોઈ એને બહાર જવાની આજ્ઞા કરતું તો તે આજ્ઞા તે એક સાધુની માફક પાળતો.



પર્વત તરફ જતાં સાથે યોગી રામૈયા છે.

એક વખત અમારી ગુફાની પાસેના બીલીના ઝાડ નીચે એક બ્રાહ્મણ મંત્રોચ્ચાર કરતો હતો ત્યાં કરુપ્પન્ જઈ ચઢયો. આ બ્રાહ્મણને કૂતરાની સૂગ હતી. તેથી કૂતરાનો સ્પર્શ તો શું પણ પડછાયો પણ પડવા ન દેતો. પરંતુ કરુપ્પન્ પોતે તો સમાનતાના સિદ્ધાંતમાં માનતો અને તેમ વર્તતો હોવાથી તેની પાસે જવા માંડયો. પેલા બ્રાહ્મણની લાગણી દુભાશે એવું ધારીને એક આશ્રમવાસીએ કરુપ્પનને સ્હેજ લાકડી મારી. એક કારમી ચીસ નાંખી કરુપ્પન્ દોડી ગયો. તે ગયો તે ગયો. ફરી આશ્રમમાં દેખાયો નથી. જ્યાં પોતાનું એકવાર પણ અપમાન થાય ત્યાં તે કદી જતો નહીં.”

આશ્રમમાં વસતા એક બીજા નાના

કૂતરાએ પણ સનકતીર્થના તળાવમાં પડી આપઘાત કર્યો હતો. એનું કારણ પણ એક આશ્રમવાસીએ તેને ધમકાવેલો તે જ હતું.



મહાપૂજન

કમલા વળી એક અજબ કૂતરી હતી. કોઈ અજાણ્યાને જોઈ શ્રી. મહર્ષિ કહે કે "આમને બધે ફેરવી લાવ" એટલે તરત અતિથિને સાથે લઈ મંદિર, તળાવ, ગુફાઓ વગેરે દરેક બતાવી પછી શ્રી. મહર્ષિ પાસે લાવતી. નિયમિત ખાવાપીવાની ટેવ વાળો જૅક એક બીજો તપસ્વી કૂતરો હતો. ઘણું ખરૂં મંદિરની થાળમાંથી તેને પ્રસાદ મળતો. શ્રી. મહર્ષિની બાજુમાં એક ખાડામાં તે પડયો રહેતો; તે મૂંગો અને શાન્તિપ્રિય હતો.

## પર્વત પરની વાનર સેના

અરુણાચલવાસી વાનરો સાથે પણ શ્રી. મહર્ષિ આવાજ પ્રેમથી વર્તતા. ટોળીમાંનો કોઇ વાંદરો છૂટો પડી મનુષ્યના સહવાસમાં આવે છે તો તેનો સાથ બીજા વાંદરા છોડી દે છે. પરન્તુ આમાં શ્રી. મહર્ષિનો સહવાસ અપવાદ રૂપ હતો. એક ઘવાયલા વાંદરાની શ્રી. મહર્ષિએ જાતે ચાકરી કરી હતી. તેને વાંદરાઓએ રાજા તરીકે સ્વીકાર્યો; ખરી રીતે તો આ સ્થાન તેઓ સૌથી બલિષ્ઠનેજ આપે છે.

જ્યારે જ્યારે વાંદરાઓમાં કોઈ પણ બાબતમાં ટંટો થાય છે (દાખલા તરીકે એક ટોળીની હદમાં બીજી ટોળી ઘુસી જાય) ત્યારે તેઓ પંચથી પત્તાવટ કરે છે; પતાવટ જો નથી થતી તો પછી લડાઇ જામે છે અને લોહી રેડાય છે. પરન્તુ જ્યારે શ્રી. મહર્ષિ પર્વત પર રહેતા ત્યારે



પર્વત પરથી પાછા ફરતાં એક ભક્ત રસ્તામાં રોકે છે.



પર્વત પર–કેટલાક ભક્તો સાથે

આવું કવચિત જ બનતુ. તેઓ કજીઓ પતાવી બન્ને પક્ષને સંતોષતા.

આ મિત્રો સંબંધે શ્રી. મહર્ષિ ઘણી વાતો કહે છે. એક વાર વાનર-રાજે ટોળીમાંના બે વાંદરાઓને સંઘ બહાર કાઢવાથી ટોળીમાં અસંતોષ ફેલાયો હતો. આ જોઈ તે વાનરરાજ એક વખત થોડા દિવસ માટે અદશ્ય થઇ ગયો. પખવાડીઆ પછી એ જયારે પાછો આવ્યો ત્યારે ટોળીના અસંતુષ્ટ અને બંડખોર સભ્યોને તેણે પડકાર્યા. પરંતુ સામેથી કંઈ જવાબ મળ્યો નહિ. પંદર દિવસની તપશ્ચર્યાથી તે એટલો બળવાન થયો હતો.

કોઇકજવાર આ વાનરો શ્રી. મહર્ષિ સાથે અજુગતી રીતે વર્તતા; અને એવા પ્રસંગોએ પણ પાછળથી તરત પસ્તાતા. એકંદરે તેમના પ્રત્યે બહુ માન અને આદરથી વર્તતા. એક વખત કેટલાક ભક્તો સાથે શ્રી. મહર્ષિ ઘણે દૂરથી ચાલીને આવતા હતા. તે બધા ગરમીને લઈને તરસ્યા તથા ભૂખ્યા થયા હતા. પાસે કંઈ જળાશય દેખાતું ન હોતું.

કેટલાક વાનરમિત્રો આ વાત કળી ગયા, અને પાસેના જાંબુના ઝાડપર ચઢી ડાળીઓ હલાવી મૂકી. રસદાર જાંબુનો મોટો ઢગલો થયો. ખરેલાં ફળ તરફ નજર પણ કર્યા વિના વાનરો ઝાડ પરથી ઊતરી ચાલી ગયા.

હિંસક કહેવાતા પ્રાણીઓ પ્રત્યે પણ શ્રી. મહર્ષિનું વર્તન આવુંજ છે. ગુફાઓમાં એમના સહચારીઓમાં સાપ પણ રહેતા.



જયંતી પ્રસંગે ભોજન લે છે.

તેઓ કહેતા " આપણે તેમના ઘરમાં ઘુસ્યા છીએ. તેમને હરકત હાનિ કરવાનો આપણને હક નથી. આપણું વર્તન યોગ્ય હોય તો સાપ પણ આપણને કશું નુકસાન કરતા નથી."

એક વખત શ્રી. મહર્ષિ ટેકરી પરના જંગલમાંથી પસાર થતા હતા; ત્યારે જંગલી ભમરીના મધપુડા સાથે તેમની ડાબી જાંઘ ઘસાઈ. અંદરથી ઘુરકીઆ કરતી ભમરીઓ બહાર ધસી આવી અને એ જ જાંઘ પર બેસી ડંખ મારવા લાગી. " બરાબર છે, બરાબર છે. એજ પગે તમારા ઘરને ઇજા પહોંચાડી છે; ભલે એને સજા થાય." એમ બોલી એ ત્યાં જ ઊભા રહ્યા. અને ભમરીઓ ડંખ મારી ધરાઇને છૂટી ત્યાં સુધી ત્યાંથી ખસ્યા નહિ.

## શ્રી. મહર્ષિ વિષે લખાયલાં પુસ્તકો

છેલ્લાં છ સાત વર્ષમાં શ્રી. મહર્ષિ સંબંધી સારી પેઠે લખાયું છે. તેમનું પહેલું અને સરસ જીવનચરિત્ર શ્રી. નરસિંહસ્વામીએ લખ્યું છે. આ સ્વામી પૂર્વ જીવનમાં એક નિર્ભય અને ખંતીલા રાજનીતિજ્ઞ તરીકે સમસ્ત હિન્દુસ્તાનમાં જાણીતા હતા. તેઓ ઘણા વરસ સુધી મદ્રાસ લેજીસ્લેટીવ કાઉન્સીલના એક સભ્ય હતા, અને સેલમમાં પ્રખ્યાત વકીલ હતા. પણ કુટુંબમાં એક કરુણ બનાવ બનવાથી તેઓ નિવૃત્ત થઈ શ્રી. રમણાશ્રમમાં આવ્યા, અને એક ગુફામાં



હૉલમાં પોતાના આસન પર



રહ્યા. 'સેલ્ફ રીઅલાઇઝેશન' નામના એમના પુસ્તકમાં શ્રી. મહર્ષિનાં જીવન અને ફિલસૂફી વિષે સવિસ્તર વર્ણન છે. આ પુસ્તકની ત્રણ આવૃત્તિઓ થઈ છે.

બીજી જાણીતી ચોપડી 'સત દર્શન ભાષ્ય ઍન્ડ ટૉક્સ વિથ મહર્ષિ' છે. એના લેખક શ્રી. કપાલી શાસ્ત્રી છે. તેમણે પોતે 'સત્ દર્શન' પર સંસ્કૃતમાં લખેલા ભાષ્યનું આ અંગ્રેજી ભાષાંતર છે. તે ગણપતિમુનિના શિષ્ય તથા પૂજક હતા, અને તેથી શરૂઆતથી જ શ્રી. મહર્ષિના પ્રસંગમાં આવેલા. એમના આ વાર્તાલાપ અને ભાષ્યથી હિન્દુ શાસ્ત્રોનું તેમનું ઊંડું જ્ઞાન અને શ્રી. મહર્ષિ સાથેનો લાંબો પરિચય જણાઈ આવે છે.

'રમણવિજયમ્' નામની વિસ્તૃત જીવનકથા શ્રી. શુદ્ધાનંદ ભારતીએ તામિલમાં લખેલી છે. પાછળથી તેલુગુ, હિન્દી અને મલયાલમમાં પણ આ પુસ્તક બહાર પડ્યું છે. તે ઉપરાંત સ્વ. શ્રી. કામટે સંપાદિત કરેલી પુસ્તિકા અને તેના જુદી જુદી ભાષામાં થએલા ચાર ભાષાન્તરો પણ છે. (આ ભાષાન્તર પણ એ પુસ્તિકા પરથી કરેલું છે.)

પરદેશવાસીઓને માટે લખાયલી પહેલવહેલી ચોપડી 'સર્ચ ઈન સીક્રેટ ઇન્ડીઆ' છે. પૉલ બ્રંટને તેમાં પશ્ચિમવાસીઓ સમજી શકે તેવી ભાષામાં શ્રી. મહર્ષિનો તાદૃશ ચિતાર આપ્યો છે. 'સીક્રેટ પાથ' નામના એમના બીજા પુસ્તકમાં પણ આજ વાતાવરણ જળવાયું છે. આ પ્રકાશનોને પરિણામે વિદેશીઓનો ધસારો થવા લાગ્યો છે, અને એમાંના કેટલાક તો આશ્રમમાં લાંબો વખત રહ્યા છે.



ઊણ્ણા મુલૈ અમ્મન્ મંડપ

## યાત્રીઓ

તાજેતરમાં આશ્રમ બહુ ઝડપથી વધવા માંડયો છે, અને અત્યારે કેટલાંક પાકાં મકાનો પણ બંધાયાં છે. મહેમાનો માટે



ગૌતમ આશ્રમ.

પુષ્કળ સગવડ છે: અને પશ્ચિમ બાજુએ શ્રી. મહર્ષિની સમીપમાં રહેવા ઈચ્છતા ભકતોએ આગવી બાંધેલી પર્ણકુટીઓ છે.

આવા ભકતોમાંનાં એક યોગી રામૈયા છે. એમને નેલોર જીલ્લામાં પોતાના અનુયાયીઓ છે છતાં વરસના કેટલાક મહિના તેઓ શ્રી. રમણાશ્રમમાં જ ગાળે છે. તેમની ઉદારતાથી આશ્રમને ઘણો લાભ થયો છે.

આ ઉપરાંત પ્રસંગોપાત આવી આશ્રમમાં થોડા દિવસ ગાળનાર અનેક ભકતો છે. આ બધા શા માટે આવે છે? આનો સ્પષ્ટ જવાબ આવનારમાંથી કદાચ કોઈ નહિ આપી શકે. પણ એટલું તો બધાંજ કબુલ કરે છે કે શ્રી. મહર્ષિની નિકટમાં રહેવાથી અલૌકિક આનન્દ મળે છે: અને આશ્રમમાં ફરી આવવાનો દિવસ કયારે આવશે તેની તેઓ રાહજ જોતા હોય છે.

શ્રી. પૉલ બ્રંટન કહે છે તેમ શ્રી. મહર્ષિની બીજાઓને મદદ કરવાની રીતજ અનોખી છે. કોઈ અવ્યક્ત, મૂક, શાન્તિકર લહરીઓ વાતાવરણમાં ફેલાઈને અંતમ હૃદયને ઠારે છે.

“વારંવાર તેમના સમાગમમાં રહ્યા પછી અંતરમાં અજવાળું ન થાય અથવા કહો કે એ આધ્યાત્મિક સૂર્યના તેજોમય કિરણોથી આપણું અંતરાકાશ પ્રકાશમય ન બને એ અસમ્ભવિત છે.”

“એમની પોતાની દૃષ્ટિ અને વ્યવહારૂ પદ્ધતિનો મર્મ સમજાય તો જણાશે કે તે બન્ને વૈજ્ઞાનિક છે. શ્રી. મહર્ષિ કોઈ



આશ્રમમાં કેટલાક ભકતો સાથે ૧૯૩૫

ચમત્કારિક શકિત વાપરતા નથી, કે અંધશ્રદ્ધાની અપેક્ષા રાખતા નથી."



શ્રી મહર્ષિ ટપાલ વાંચે છે

"અંધકારમાં ટમટમતા તારા જેવી તેમની બે આંખો ચળકે છે. હિન્દના ઋષિમુનિઓના છેલ્લા વંશજસમા આ સન્તના જેવી તેજસ્વી આંખો બીજા કોઈ ચહેરામાં જોયેલી મને યાદ નથી. દૈવીશક્તિ જો આંખમાં મૂર્ત થઈ શકતી હોય તો તે ખરેખર સંતપુરુષોની જ આંખમાં થાય છે."

થોડા વખત પર જ રાષ્ટ્રપતિ શ્રી. રાજેન્દ્રપ્રસાદ અને શ્રી. જમનાલાલ બજાજ જેવા દેશનેતાઓ પણ આશ્રમની મુલાકાતે આવ્યા હતા. તેઓ આશ્રમમાં આઠેક દિવસ રહ્યા હતા, અને છેલ્લે દિવસે શ્રી. બજાજે મહર્ષિને નીચેના પ્રશ્નો પૂછ્યા હતા.

"સ્વરાજ્યની ઇચ્છા યોગ્ય છે?"

"હા. ધ્યેય પ્રાપ્તિ માટે લાંબો વખત કર્મ કરવાથી દૃષ્ટિ વિશાળ થાય છે. અને વ્યકિતત્વ ધીરે ધીરે રાષ્ટ્રવ્યાપી બને છે. વ્યકિતત્વનો આવો લય ઇચ્છવા યોગ્ય છે અને આવું કર્મ તે નિષ્કામ કર્મ છે."

"લંબાણુ લડત અને ભારે કુરબાની પછી સ્વરાજ મળે અને એથી લોક સેવક ખુશ થાય તો તે વ્યાજબી નથી?"

"ના. લોકસેવા કરતાં કરતાં આવા સેવકે ભગવાનને સમર્પણ કરવું જોઈએ. ભગવાનની કર્તુમ્ અકર્તુમ્ અન્યથા કર્તુમ્ શકિતનું સતત સ્મરણ રહેવું જોઈએ. તો પછી એનાથી કેવી રીતે રાચી જવાય? એણે તો પોતાના કર્મના ફળની પણ ઉપેક્ષા કરવી ઘટે. ત્યારે જ તે નિષ્કામ કર્મ કહેવાય."

"આવા સેવકને પોતાના માર્ગની યથાર્થતાની અચૂક ખાતરી કેવી રીતે થાય?"





શ્રી. મહર્ષિ, શ્રી. રાજેન્દ્રબાબુ, શ્રી. બજાજ તથા અન્ય ભક્ત મંડળ

"જો તે ભગવાનને અગર ગુરુને સમર્પણ કરે તો એ શક્તિ એને યોગ્ય માર્ગે દોરશે. પોતાના માર્ગની યોગ્યાયોગ્યતા વિષે સેવકે ચિન્તા કરવાની જરૂર નથી. દરેકે દરેક વીગતમાં એણે એ આદેશ ને નહિ અનુસર્યો હોય તોજ શંકાને સ્થાન રહેશે."

વિશ્વમાં અનુસ્યૂત પરમાત્મશક્તિ અને રાજકીય ચળવળ વચ્ચે કંઇ સંબંધ હશે કે કેમ? તે જાણવાની ઇચ્છાથી શ્રી. બજાજે પૂછ્યું "આ દુનિયામાં એવી કોઈ શક્તિ નહિ હોય જેના પ્રસાદથી ભક્તો દેશને માટે સ્વરાજ મેળવવા શક્તિવંત થાય?"

શ્રી. મહર્ષિ મૂગાજ રહ્યા.

શ્રી. બજાજે વધારે સ્પષ્ટતાથી પૂછ્યું, "પ્રાચીન મહાત્માઓની તપશ્ચર્યા એમના આજના દેશબંધુઓને ઉપયોગી ન નીવડે?"

"નીવડે જ. પરંતુ એનો લાભ અમુકજ માણસ ઉઠાવી શકે એવું ન બને. જે કોઈ સદાચરણી છે તે બધાને આનો લાભ મળે છે." જરાક વાર પછી ફરીથી કહ્યું "આજની રાષ્ટ્રવ્યાપી આધ્યાત્મિક જાગૃતિ શું એવાજ કોઇ **કૃપાપ્રસાદ** વિનાજ બની હશે?"*

* વ્યક્તિ અને રાષ્ટ્રના જીવનને ઘડવામાં આત્માની ગૂઢ શક્તિ કેવી રીતે કામ કરી રહી છે એ સમજવું કઠિન છે. પરંતુ આ શક્તિ જીવનની નિયંત્રી રહી છે એ નિઃશંક છે; અને આધ્યાત્મિક તથા નૈતિક પ્રગતિના મૂળમાં રહેલી છે.

૨૪–૭–૩૮ના 'હરિજનબંધુ'માંથી ઉતારેલાં મહાત્માજીનાં નીચેનાં વચનો આ જ કહી રહ્યાં છે: "જે વીર્ય–જે જીવનશક્તિ–માંથી જીવનું સર્જન થાય છે તેનો સંચય કરીને તેને ઉચ્ચ પવિત્ર કાર્યમાં વાપરવાથી જ બધી શક્તિ પ્રાપ્ત થાય છે.

શ્રી. રાજેન્દ્ર બાબુએ તો વિદાય વેળાએ માત્ર એકજ પ્રશ્ન પૂછ્યો હતો: "મહાત્માજીએ મને અહીં મોકલ્યો છે. એમને માટે કંઈ સંદેશો આપશો?"

શ્રી. મહર્ષિએ જવાબ આપ્યો, "જ્યાં હૃદય હૃદયની સાથે વાત કરે છે ત્યાં શો



સંદેશો હોય? જે શક્તિ અહીં કામ કરે છે તે જ ત્યાં કામ કરી રહી છે."

## એમના સાન્નિધ્યમાં

સાચા સાધકો શ્રી. મહર્ષિ તરફ કોઈ ગૂઢ રીતે આકર્ષાય છે અને એમના સાન્નિધ્યમાં પરમશાન્તિ અનુભવે છે. એક



શ્રી મહર્ષિ બાઈનૉક્યુલરમાંથી જુએ છે

એ વીર્યને—જીવન શક્તિને—વેડફી નાંખવાને બદલે એનો સંચય કરવામાં આવે તો તેનું **સર્વોત્તમ પ્રકારની** સર્જનશક્તિમાં રૂપાંતર થાય છે. મનમાં બૂરા વિચારો આવે એટલાથી જ નહિ, પણ મન ભટક્યાં કરે, કે તેમાં અવ્યવસ્થિત ને ન જોઈએ એવા વિચારો આવ્યા કરે એથી પણ એ જીવન-શક્તિનો સતત, એટલું જ નહિ **પણ ખબર ન પડે એવી રીતે** ક્ષય થયાં જ કરે છે."

મનોનિગ્રહ માટે આત્મવિચાર જેવું એક સબળ તથા સીધું સાધન નથી. મન એ માત્ર સંકલ્પ-વિકલ્પાત્મક છે; અને સર્વ સંકલ્પવિકલ્પનું મૂળ 'હું' છે. પ્રાણશક્તિ અને મન એનું મૂળ એક હોઈ, આત્મવિચાર દ્વારા મનનો નિરોધ થતાં વીર્યશક્તિનું ઓજસમાં રૂપાંતર થાય છે. સતત અભ્યાસથી આત્મામાં સહજ સ્થિતિ થતાં પૂર્ણતા પમાય છે. આ અભ્યાસ એ જ તપસ્યા છે; એમાં સર્જન-શક્તિનું આત્મિક શક્તિમાં રૂપાંતર થવાનું અંતર્ગત છે. સ્વરૂપાનુસંધાન અગર આત્મસાક્ષાત્કાર એ સમસ્ત વિશ્વમાં ગૂઢ રીતે કાર્ય કરી રહેલી શક્તિ માત્રના અધિષ્ઠાનનો સાક્ષાત્કાર છે.

મહાત્માજી આગળ કહે છે, "અને વિચાર એ વાણી અને કર્મમાત્રનું મૂળ છે, તેથી જેવા વિચાર એવાં વાણી અને કર્મ, એટલે સંપૂર્ણ મનોનિગ્રહથી કરેલા વિચાર પોતે જ ઊંચામાં ઊંચા સામર્થ્યવાળી શક્તિ છે. અને એવા વિચાર પોતે જ ધાર્યું કામ કરે એવા બની શકે છે. **હૃદયની મૂક પ્રાર્થનાનો** અર્થ આ જ છે એમ મને લાગે છે." (કાળા અક્ષર પ્રકાશકના છે).

અમેરિકન લેખિકા અને નાટયકાર તાજેતરમાં જ આશ્રમની મુલાકાતે આવી હતી. શ્રી. મહર્ષિ પાસે બે એક કલાક ગાળી ઊઠતી વખતે તેણે કહ્યું, "દૂર દૂર આવેલા મારા દેશથી હું આપને અર્ઘ્ય અર્પવા આવી છું. હું બહુ થોડો વખત રહી છતાં મને પૂર્ણ શાન્તિ અને આનંદ મળ્યાં છે." તે બાઈ ત્યાંથી સીધી અમેરિકા ગઈ પણ રસ્તામાં કોલંબોથી તેણે લખ્યું, "આપની સાથે ગાળેલો થોડો સમય અત્યંત ગહન અને અલૌકિક અનુભવનો હતો. એ સમય માટે હું આપની ઘણી ઋણી છું. અને અપૂર્વ શાન્તિ મેળવી હિન્દુસ્તાન છોડું છું.

"ટર્ન ઈસ્ટવર્ડઝ" ની લેખિકા પાસ્ક-સાર્ઇન લેલેટ પોતાના કેટલાક મિત્રો સાથે આશ્રમની મુલાકાતે આવી હતી. આ મુલાકાતનું વર્ણન કરતાં તે પોતાના પુસ્તકમાં લખે છે, "હિન્દુ રીત પ્રમાણે નમસ્કાર કરી અમે ધીમેથી અંદર પેઠાં અને ભકતોના સમૂહમાં બેસી ગયાં. કદી પણ ન વીસરી શકાય એવા આ દૃશ્યની છાપ મારા મન પર ધીમે ધીમે પાડવા માંડી અને તે આખા સ્થાનને અનિર્વચનીય શાન્તિથી ભરી દેનાર જે ભવ્ય, શાન્ત, સૌમ્ય અને નીરવ મૂર્તિ મધ્યસ્થાને વિરાજી હતી તેના પર મારું સમસ્ત ધ્યાન એકાગ્ર થયું. તારા જેવી પ્રકાશતી એમની આંખોમાં જોતાં પહેલી જ વાર **અનંતતાનો** અર્થ સમજાયો, અને અવર્ણ્ય આનંદમાં ડૂબી જવાયું.

"શ્રી. મહર્ષિની જયંતીની તૈયારીઓ



સન્ધ્યા સમયે હૉલની બહાર બેસે છે ત્યારે

તડામાર ચાલતી હતી. આ પ્રસંગે આજુ-બાજુના પ્રદેશમાંથી હજારો લોકો એમના દર્શને આવે છે અને આશ્રમ તરફથી આ બધાની ખાવા પીવાની તથા રહેવાની વ્યવસ્થા થાય છે.

"અમે હૉલમાં દાખલ થયાં ત્યારે શ્રી. મહર્ષિ ટપાલ અને છાપાં વાંચવામાં તથા જવાબ આપવામાં ગુંથાયલા હતા. જગત-માં બનતા બનાવોમાં એમને રસ પડતો હોય



એમ દેખાયું. પરંતુ કોઈ અકલ્પ્ય રીતે મને લાગ્યું કે આ બધો વખત શ્રી. મહર્ષિ આ દુનિયામાં નહિ પણ વિશ્વના કેન્દ્રરૂપ, દેશ-કાલાતીત, વિદ્યા અવિદ્યા રહિત અને દ્વન્દ્વ રહિત એવા પરમતત્ત્વમાં લીન હતા. આ અનુભવ વાણીથી પર હોઈ એની સાબીતી આપવી અશક્ય છે, એનું તો માત્ર ઝાંખું સૂચન જ થઈ શકે; છતાં મારે માટે તો તે અવિસ્મરણીય હતો.

યોગી રામૈયા સાથે

"એમનામાં આત્યંતિક અનાસક્તિ અને નિઃશેષ આત્મવિલોપન હોવા છતાં કરુણા, સહાનુભૂતિ તથા સમભાવનો પણ અભાવ ન હતો. તેથી જે અનેક ગભરાયાં ગભરાયાં લોક સાન્ત્વનની આશાએ એમની પાસે આવી પોતાની મૂંઝો અને મુશ્કેલીઓ રજૂ કરતાં તેમને તે સમજી શકતા. તેમની દૃષ્ટિમાં ગરીબ કે તવંગર, સ્ત્રી પુરુષ કે બાળક, બ્રાહ્મણ કે શૂદ્ર, એવા ભેદ ન હતા...



"'પોતાને ઓળખો' એ શ્રી. મહર્ષિના ઉપદેશનો પ્રધાન સૂર છે, અને આધ્યાત્મિક વિકાસના આવશ્યક અંગ તરીકે આત્મવિચાર ઉપર ખૂબ ભાર મૂકવામાં આવે છે. જગતના જુદા જુદા ધર્મો તે માત્ર આ સ્થિતિએ પહોંચવાના જુદા જુદા માર્ગો જ છે. અહીં પહોંચ્યા પછી પોતાનું અંતઃસ્ફુરણ અને સ્વાનુભવ એ અંધ ધાર્મિક શ્રદ્ધા કે નૈતિક વિધિનિષેધોનું સ્થાન લે છે. અશ્રય એક બ્રહ્મનિષ્ઠ મહાત્માને પ્રત્યક્ષ જોવાના મળે પછી ગમે તેવાં સુંદર કે પવિત્ર પુસ્તકો પણ શા કામનાં?...

"આ મહાત્મા કોણ? માનવ ઉત્ક્રાન્તિના સોપાન પર એમનું સ્થાન કયાં? આવા આવા પ્રશ્નો ફોકટ છે.

"જ્યારે સૂર્ય પ્રકાશે છે ત્યારે એ કેમ અને કેવી રીતે પ્રકાશે છે એ જાણવાની શી જરૂર છે? પોતાને આપવામાં આવેલું શીતળ જળ કયાંથી આવ્યું છે તે જાણવાની શું એક તરસ્યો માણસ દરકાર કરશે?

"બેશક, શ્રી. મહર્ષિની પાસે રહેવું એ પણ સાધકને માટે મોટામાં મોટી મદદ છે. ખરેખર, આશ્રમમાં આવેલું કોઈ પણ ખાલી હાથે પાછું જતું નથી—પછી ભલેને એ માત્ર કુતૂહલથી આવ્યું હોય કે દિલાસા માટે આવ્યું હોય કે જ્ઞાન માટે આવ્યું હોય. દરેક જણ પોતાની વત્તી ઓછી ગ્રહણશક્તિ પ્રમાણે કંઈ ને કંઈ મેળવે જ છે. વળી ઘણાને તો પોતાનું આખું જીવન પલટી નાખે એવા અનુભવ થયા છે."

## આશ્રમનો દૈનિક કાર્યક્રમ

સૂર્યોદય પૂર્વે આશ્રમનું કામકાજ શરુ થઈ જાય છે શ્રી. મહર્ષિ પોતે જ પરોઢના ત્રણ પહેલાં ઊઠે છે. લગભગ બધા જ આશ્રમવાસીઓ પણ તેમની સાથે જ ઊઠે છે. પ્રાતઃકર્મ પરવારી સૌ શ્રી. મહર્ષિના ખંડમાં ભેગા થઈ ધ્યાન અગર ભજન કરે છે.



પ્રૂફ સુધારે છે

સૂર્યોદય વખતે તેઓ રસોડા પાસે શાક વગેરે સમારવામાં અથવા તો રસોઈના કામની મદદમાં રહે છે. રસોડાના કામમાં કાંઈ એમની મદદની જરૂર નથી હોતીઃ પરંતુ હરેક આશ્રમના કામમાં પોતાનો હિસ્સો આપવો જોઈએ એમ તેઓ માને છે.

આશ્રમની ગૌશાળા

આ પછી બધા જમવાના ખંડમાં કૉફી તથા નાસ્તા માટે જાય છે. આ વખતથી જ બહારના દર્શને આવનારાઓની શરુઆત થાય છે.

શ્રી. મહર્ષિ સાધારણ રીતે પ્રૂફ સુધારવાના અગર તો પત્ર વ્યવહારના કામમાં રોકાયલા હોય છે. બીજા સાધકો પોતપોતાનાં કામ જેવાં



પર્વત પરની કેડી

કે દળવાનું, રસોઈ, બાગકામ, પૂજા વગેરે સંભાળે છે. અગિયાર વાગે ભોજનનો સમય થાય છે, અને બપોરે સવારનું બાકી રહેલું કામ કરે છે. કંઇનું કંઈ કરવાનું હોવાથી વખતનો જરા પણ દુર્વ્યય થતો નથી. જે જે કરવાનું હોય છે તે ઝીણવટથી અને જરા પણ ખામી વિના કરવામાં આવે છે.



જયંતીને દિવસે મદુરામાં વરઘોડામાં ફેરવવામાં આવે છે તે છબી



જયંતીનો ભંડારો

શ્રી. મહર્ષિ જે નિયમિતતાથી અને કાળજીથી દરેક કામ કરે છે તે જો કોઈ હોલમાં બેસીને બારીકાઈથી જુએ તો તેને સરસ દૃષ્ટાંત મળે. એમને મન કશું નજીવું કે તુચ્છ નથી; બધું જ ધ્યાનથી કરવા જેવું છે.

આશરે અઢી વાગે ચ્હા અગર કોફી આપવામાં આવે છે. આ પછી સંધ્યાકાળ સુધી ગામમાંથી દર્શન માટે લોકોની અવર જવર ચાલુ રહે છે. આ વખતે પ્રશ્નો પૂછાય છે. પ્રશ્નો જો માત્ર વિતંડાવાદ ખાતર નહિ પણ સાચી જિજ્ઞાસાથી પૂછાય તો તેના જવાબ તરત મળે છે, તમાસા ખાતર પૂછાયલા પ્રશ્નના ઘણું ખરું જવાબ મળતા જ નથી. પણ કોઈ વાર કટાક્ષમય જવાબ પણ મળે છે. પરંતુ જેમને પોતાના પ્રશ્નોના જવાબ મૌનથી જ મળે છે તેમને પણ મદદ તો મળે જ છે. કારણ સાધક જો સમજે તો શ્રી. મહર્ષિનું મૌન એ અમૂલ્ય વરદાન છે.



ભોજન વેળાએ

જયંતી તથા મહાપૂજામાં કામ કરતા સ્વયંસેવકો

સન્ધ્યા કાળે ધ્યાન કરવામાં આવે છે. ત્યારે સંસ્કૃતશાળાના વિદ્યાર્થીઓ અને ગામમાંથી આવેલા બીજા ભક્તો શ્રી. મહર્ષિ સમક્ષ વેદોચ્ચાર કરે છે. આશ્રમની સાયંકાલની પ્રાર્થનામાં હાજરી આપવી અને શ્રી. મહર્ષિના દર્શન કરવાં એ કેટલાક તિરુવણ્ણમલે વાસી ભક્તોનો નિત્યનિયમ છે. વેદપારાયણ પછી શ્રી. મહર્ષિએ રચેલા કેટલાક શ્લોકો ગવાય છે. લગભગ સાડાસાત વાગે વાળુ થાય છે. અને ત્યારબાદ થોડોક વખત હૉલમાં ધ્યાનમાં બેસી સર્વ વીખરાય છે.



## જયંતી અને પૂજા

શ્રી. મહર્ષિની જયંતી તથા માજીની મહાપૂજાના દિવસે પણ આજ નિત્યક્રમ ચાલુ હોય છે. આ દિવસે હજારો યાત્રાળુઓ આવે છે: અને તે બધાની ખાવાપીવાની વ્યવસ્થા થાય છે. આવા સતત મનુષ્ય—પ્રવાહ છતાં શ્રી. મહર્ષિ તો એવાને એવા જ નિર્લેપ રહે છે; અને જના ભક્તોને સસ્મિત આવકારે છે તથા કુશળ પૂછે છે.

પોતાના માનમાં આવા ઉત્સવો કરવાની તેઓ વિરૂદ્ધ હતા, પણ અંતે ભક્તમંડળે પોતાનું ધાર્યું કર્યું. લોકો તરફથી રોકડ કે માલરૂપે જે કંઈ ભેટ મળે છે તેમાંથી આ બધુ ખર્ચ નીકળે છે. ઉત્સવનો દિવસ પાસે આવ્યા છતાં કોઠાર ખાલી પણ હોય એવું બને, છતાં કોઈ ચિન્તા કરતું નથી. બધું યોગ્ય વેળાએ આવી જ પહોંચે છે. સેંકડો ભક્તો આ દિવસોમાં અહોરાત્ર કામ કરે છે. અને જે ગુરુભક્તિ તથા સંપથી તેઓ આ બધું કરે છે તે દેવો પણ જોવા ઊતરે એવાં હોય છે. આ પ્રસંગોએ સ્વ. શ્રી. કામટ પ્રશંસનીય સેવા બજાવતા, અને ગરીબ ગુરબાંઓને જમાડવાનો સર્વભાર પોતાને જ માથે રાખતા.

શરૂઆતમાં જયંતી ઊજવવામાં એક પોલિસ ઈન્સ્પેક્ટર મુખ્ય ભાગ લેતા હતા. સંજોગવશાત્ તેમની બદલી થઈ; ત્યારે એમ લાગ્યું કે જયંતી ઊજવાશે નહિ. એક

આશ્રમવાસીએ શ્રી. મહર્ષિને ફરીઆદ કરી "ગયે વર્ષે આપણે દસગુણુ ચોખા રાંધ્યા હતા; આ વર્ષે એક ગુણુ પણ રંધાય તેમ લાગતું નથી.

અર્ધી રાતે બારણાં ઠોકાયાં. ઝાંપા ઊઘાડી ને જૂએ છે તો બે ગાડાં ભરીને અનાજ તથા બીજી રસોઇની સામગ્રી આવી હતી. જે અજાણ્યા દાતાએ દરિદ્રનારાયણની પૂજા સારૂ આ અનાજ મોકલવાને પ્રતિજ્ઞા કરી હતી તે ગાડા હાલવી ચાલ્યો ગયો.



પર્વતનું એક દૃશ્ય

આવી રીતે આશ્રમ મંડાયો અને દિવસે દિવસે વધતો જાય છે.

શ્રી. મહર્ષિની સાદાઈ ધડો લેવા જેવી છે. તિરુવણ્ણુમલૈમાં પગ મૂક્યો ત્યારથી માત્ર કૌપીન પ્હેરવાનું શરૂ કરેલું તેજ રીતે આજે પણ ચાલુ છે. કોઇ હાર પહેરાવે તે તેમને બિલકુલ પસંદ નથી: વળી અભિષેક, પાદપૂજા વગેરે આડંબર આશ્રમમાં કદી નજરે પડ્યો નથી. તેઓ કાંઈ ભેટ



પર્વત પરથી દેખાતો આશ્રમ

સ્વીકારતા નથી; જો કે દર્શને આવનાર કંઈને કંઈ આશ્રમમાં આવતા જાય છે. પ્હેલેથી જ આશ્રમનો વ્યવહાર બીજાઓએ ચલાવ્યો છે. હવે શ્રી. મહર્ષિના ભાઈ શ્રી.



પર્વત પરનો અગ્નિકુંડ

નિરંજનાનંદસ્વામીએ એ ભાર ઉપાડી લીધો છે. તે આશ્રમના સર્વાધિકારી કહેવાય છે. આશ્રમના દરેક કાર્યમાં પ્રથમથીજ સાદાઈ અને ત્રેવડ તેઓ જાળવે છે.

## અરુણાચલ

જ્યારે શ્રી. મહર્ષિ માત્ર બાલક હતા ત્યારે 'અરુણાચલ' એ શબ્દથી જ એમના હૃદયમાં અલૌકિક ભાવ જાગ્યા હતા. જ્યારે એમના ભાઈએ એમને ઠપકો આપ્યો અને પોતાને લાગ્યું કે ઘેર રહેવામાં સાર ન હતો ત્યારે આ જ અરુણાચલનો એમણે રસ્તો લીધો હતો.

એ અરુણાચલમાં જ તેઓ ત્યાર પછીથી રહ્યા છે. આજે એની દક્ષિણે તળેટીમાં પોતાના આશ્રમમાં રહે છે.

અરુણાચલ પર્વત પરનું જ્યોતિર્લિંગ એ હિન્દના પવિત્ર તીર્થોમાંનું હજારો વર્ષોનું પુરાણુપવિત્ર સ્થળ છે. સિદ્ધ યોગી શ્રી. અરુણગિરિનું તે નિવાસસ્થાન ગણાય છે. આ યોગી આજે પણ હયાત છે એમ લોકો માને છે.

અરુણાચલ દક્ષિણનું કૈલાસ ગણાય છે. કદાચ એ કૈલાસમાંથી આ વધારે જૂનું હશે. ભૂસ્તરશાસ્ત્ર અને દંતકથા બન્ને સાક્ષી પૂરે છે કે આ પર્વત હિમાલય કરતાં પણ પ્રાચીન છે. એક અમેરિકન ભૂસ્તરશાસ્ત્રીનો આવો અભિપ્રાય છે; એટલું જ નહિં પણ એ તો આ પર્વતને પૃથ્વીના પડ જેટલો જ



અદિ અરુણ મલૈનું મંદિર



જૂનો ઠરાવે છે. તે કહે છે "વસ્તુતઃ લેમુરીઆ (LEMURIA) ખંડનો આ એક અવશેષ જ છે."

સ્કંદપુરાણમાં કહ્યું છે કે અરુણાચલ એ પૃથ્વીના હૃદય સમું અત્યંત પવિત્ર સ્થળ છે. ભગવાન શંકર કહે છે "જ્યોતિર્મય હોવા છતાં જગતની આધ્યાત્મિક ઉન્નતિના કારણે એનું સ્વરૂપ જડ છે. આ પર્વત પર હું સદા પૂર્ણ રૂપે નિવાસ કરૂં છું. જે ઐશ્વર્યમાં ત્રણે જગત રહેલાં છે તે ઐશ્વર્ય આ પર્વતના હૃદયમાં રહેલું છે એમ ધ્યાન ધરો."

શ્રી. મહર્ષિએ કરેલી પ્રશસ્તિ પણ આવી જ છે:—

"હે અરુણાચલ! હૃદયરૂપે પ્રકાશતું પરમચૈતન્ય તું જ છે. તારામાં જ તે અનિર્વચનીય માયા રહેલી છે, જે તારા વિના પાંગળી છે. એમાંથી જ મન રૂપી ભૂતાવળ ઊભી થાય છે, જેનાં ગાઢ તિમિર પર ચિદાભાસનો પ્રકાશ પડતાં તેમાં વિચાર રૂપી તરંગો ઊઠી પ્રારબ્ધ રૂપી વમળ બને છે. પછી આ જ સૂક્ષ્મ વમળો બહિર્જગતના વિષયો રૂપે પ્રત્યક્ષ થઈ ઇન્દ્રિયો વડે પરાવર્તન પામી સીનેમાના ચિત્ર જેવા આકાર ધારણ કરે છે. હે પરમ કરુણામય અચલગિરિ! આ સર્વ દૃશ્ય કે અદૃશ્ય તારા વડે જ છે." (અરુણાચલ અષ્ટકમાંથી)

"હે અરુણાચલ! આ બ્રહ્માંડ તારામાંજ ઉત્પત્તિ સ્થિતિ અને લય પામે છે. આ રહસ્યમય વાતમાં જ **સત્યનો** મર્મ રહેલો છે. હૃદયમાં રહી હું હું એમ ગુંજન કરી





ફરવા જાય છે.

રહેલો અંતરાત્મન્ પણ તું જ છે. હે પ્રભો! 'હૃદય' તારૂં નામ છે." (શ્રી અરુણાચલ પંચરત્નમાંથી).

લાખો યાત્રાળુઓ કાર્તિકીદીપમ ના ઉત્સવમાં અરુણાચલ આવે છે. આ ઉત્સવના છેલ્લે દિવસે એટલે પૂનમની સાંજે પર્વતની ટોચ પર પ્રચંડ અગ્નિ પ્રગટાવવામાં આવે છે. તે પ્રગટતાં સર્વે નમસ્કાર કરે છે. ત્યાં ચઢાવવામાં આવેલાં ઘી અને કપૂર દિવસો સુધી બળે છે, અને તેના ભડકા દૂર દૂર માઈલો સુધી નજરે પડે છે.

દૂરથી જોનારને આ ટેકરી માત્ર પત્થરનો ઢગલો જ લાગે છે; પરંતુ ઉપર ચઢી ફરીને જુઓ તો ગીચ ઝાડીથી ભરપૂર રળીયામણાં સ્થળો તે ઉપર છે. આ ઝાડીમાં ઘણાં જંગલી પ્રાણીઓ વસે છે. શ્રી. મહર્ષિ ટેકરીના પત્થરે પત્થરને જાણે છે. સાધક દશાની શરૂઆતમાં ત્યાંની ઝાડીઓમાં તે ઘણી વાર જતા, અને કેટલીક વાર તો બબ્બે ત્રણ ત્રણ દિવસ ત્યાં રહેતા.

ત્યાં શ્રી. મહર્ષિને પ્રિય એવું એક બહુ સુંદર સ્થળ છે. આ સ્થળની માહિતી એમની પાસેથી મેળવીને પણ કોઈ આ જગ્યા શોધી શક્યું નથી. આ જ જગાએ સિદ્ધેશ્વર શ્રી. અરુણગિરિ રહે છે એમ કહેવાય છે. આ મનોહર પ્રદેશમાં ગગનચુમ્બી વૃક્ષોની ઘેરી ઘટા આંખોને અનેરી ઠંડક આપે છે. આ ઝાડનાં પાંદડાં એટલાં



આશ્રમના બગીચામાંથી દેખાતું પર્વતનું દૃશ્ય.

મોટાં હોય છે કે એના એક પાનમાં ખુશીથી જમી શકાય.

આ આહ્લાદક સ્થળ ટેકરીની ટોચ પરથી સ્હેલાઈથી દેખાય છે. પણ ત્યાં જવાનો રસ્તો એટલો વિકટ છે તથા એવા ઢોળાવ વાળો છે કે એ જગાએ પહોંચવાના અનેક ભક્તોના પ્રયાસ વ્યર્થ ગયા છે.

પર્વતને ફરતી એક સડક છે. આ રસ્તે પર્વતની પ્રદક્ષિણા કરવા યાત્રીઓ સવારે ને સાંજે આવે છે. ખાસ કરીને મંગળવારે ઘણી ભીડ રહે છે. જ્યારે શ્રી. મહર્ષિ આ પ્રદક્ષિણાએ જતા ત્યારે આ ઉત્સવ ઘણો લોકપ્રિય હતો. એમની સાથે જનારા લોકો એટલા બધા વધી પડતા અને એમને પ્રસાદ માટે એટલે બધે ઠેકાણે રોકવામાં આવતા કે બાર કલાકને અંતે પણ પ્રદક્ષિણાના આઠ માઈલ પૂરા થતા નહીં. પર્વતની ચારે બાજુ ફરતા નાનાં મોટાં પવિત્ર સ્થળો છે. એમાંના ઘણામાં શ્રી. મહર્ષિ કોઈ ને કોઈ પ્રસંગે રહેલા છે. ગૌતમ અને અગસ્ત્ય જેવા પવિત્ર ઋષિ મુનિઓની તપશ્ચર્યાથી આ સ્થાન પાવન થએલાં છે. લોકોની પુષ્કળ મેદનીને લીધે કેટલાક વર્ષોથી શ્રી. મહર્ષિ પ્રદક્ષિણા સારૂ જતા નથી. પર્વતની સાથે સંકળાયલો એક પ્રસંગ હજી પણ ચાલુ જ છે. કાર્તિકી દીપમ ના દિવસે પાંચ વાગ્યા પછી બધા ભક્તો શ્રી. મહર્ષિ પાસે ભેગા થાય છે. તેમને પર્વત તરફ મોં કરી બેસાડવામાં આવે છે, અને ટેકરા પરનો અગ્નિ પ્રગટે તે જ વખતે શ્રી મહર્ષિની સમક્ષ એક નાની જ્વાલા પ્રગટાવવામાં આવે છે. આ વખતે શ્રી. મહર્ષિ રચિત ‘ અક્ષરમણમાલૈ ’ માંના શ્લોકો ભક્તો ગાય છે. આ પ્રસંગનુ આકર્ષણ એટલું સબળ હોય છે કે દૂર દૂર રહેનારા ભક્તો પણ દર વર્ષે આ ક્રિયામાં હાજરી આપે છે.



આ શ્લોકોમાંના કેટલાક છૂટા છવાયા શ્લોકોનો અનુવાદ નીચે આપ્યો છેઃ—

“ હે અરુણાચલ ! મારા નિવાસમાં પ્રવેશી, મને ભોળવી ત્હેં મને તારી હૃદયગુહામાં શા માટે કેદ કર્યો? ત્હારા આનંદ માટે કે મ્હારા ઉત્કર્ષ માટે તેં મને જીત્યો હતો ? હવે જો તું મને તરછોડીશ, તો હે અરુણાચલ ! જગત તારી નિન્દા કરશે.

“ આ નિન્દામાંથી તું બચ. તું મને શા માટે મળ્યો ? હવે હું તને શી રીતે છોડું?

“આ વૃત્તિરૂપી વેશ્યા તારી પ્રાપ્તિ થતાં ભટકવાનું મૂકી દેશે. માટે હે અરુણાચલ ! ત્હારા સૌંદર્યની ઝાંખી કરાવી એને તું વશ કરી લે.

“ મ્હારૂં હરણ કરી હવે મ્હારી સાથે

આલિંગન ન કરવામાં તારી શી સુજનતા રહેલી છે ?

"હે અરુણાચલ ! તું મ્હારા ગુરુસ્વરૂપે પ્રગટ થા. અને મને દોષ મુકત કરી ત્હારો કૃપાપાત્ર બનાવ.

"હું ત્હારો તાગ લેવા આવ્યો પણ હું જ ખોવાઈ ગયો: ને હે અરુણાચલ ! માત્ર મૌન જ રહ્યું.



"પાણીમાં પાલો (બરફ) ગળે એમ હે પ્રેમસ્વરૂપ! મને ત્હારા પ્રેમમાં ગળી જવા દે.

"હે અરુણાચલ ! જો તું મને ભેટીશ નહિં તો હું દુઃખનાં આંસુ પાડી ઝૂરી મરીશ.

"મૌનમાંજ ત્હેં કહ્યું 'મૌન સેવ' અને હે અરુણાચલ ! તું મૂક જ રહ્યો.

"રવિકિરણથી કમલ ખીલે છે છતાં હે

સોફા પર, પાસે સસલુ બેઠું છે.

અરુણાચલ! સૂર્યસ્વરૂપ એવો તું ભ્રમર રૂપે મ્હારી પાસે આવી 'હજી તું ખીલ્યું નથી' એમ કેવી રીતે કહી શકે છે?

"તને શોધવા માટે મને મારા જ પ્રયત્ન પર નિર્ભર મૂકી, થાંભલા જેવા નિશ્ચેષ્ટ બનતાં તને શરમ નથી આવતી?

"આમ પત્થર જેવા જડ અને સંકુચિત બની બેસવામાં શું સાચું **મૌન** રહેલું છે?

"મ્હેં તને આવાં મ્હેણાં માર્યાં કારણ તું મારો પ્રાણનાથ છે. માટે હે અરુણાચલ! માઠું ન લગાડતાં શા ત સુખ આપ.

"હે અરુણાચલ! દીનબંધુ અને ભીડભંજનનું બિરૂદ ત્હેં કેવી રીતે મેળવ્યું?

" 'अयम् आत्मा ब्रह्म' એ શું ત્હારા ઉપદેશનો મર્મ નથી?

"'અંદર ઊતરો અને આંતરચક્ષુથી આત્માની શોધ કરો તો જ તે જડશે.' એમ કહી હે પ્રિય અરુણાચલ! ત્હેં મને માર્ગ દર્શાવ્યો હતો.

"મ્હેં તારી ગૂઢ ખુબીઓ ઉઘાડી પાડી દીધી છે. એથી પણ ગુસ્સે ન થતાં ત્હારી કૃપા મ્હારા પર પ્રગટ વરસાવ, અને મારી રક્ષા કર.

"ત્હારા ભક્તોએ પ્રેમથી ઊભરાતે હૃદયે ગાયેલાં મધુર ગીતો ત્હારા કાનમાં ગુંજતા હશે છતાં હે અરુણાચલ! આ મારાં કાલાંઘેલાં પદ પણ સ્વીકારજે.

"માનવીની અને ધર્મોની વિવિધતામાં તારી જ એકતા મણિમાલામાં સૂત્રની જેમ રહેલી છે.

"હીરાને જેમ પહેલ પાડવામાં આવે છે તેમ આ અશુદ્ધ મનને શુદ્ધ મન રૂપી યંત્ર પર ઘસી સાફ કરવામાં આવે તો



તારી કૃપાનાં કિરણો ગ્રહણ કરી સ્ફટિકશા નિર્મળ તેજથી તે પ્રકાશશે. કેમેરાની પ્લેટ પર એકવાર સૂર્યપ્રકાશ પડે, પછી એ કોઈ પણ પદાર્થની છબી લઈ શકશે? હે કૃપાનિધાન જ્યોતિસ્વરૂપ! ત્હારા વિના અન્ય છે જ નહિ." (શ્રી. અરુણાચલ અષ્ટકમ્)

"સર્વ વિચારનું મૂળ અહંભાવમાં

આવેલું છે અહંનો લોપ થતાં વિચાર માત્ર લય પામે છે. એમ ન થયું હોય ત્યાં સુધી વિચાર આવતાં 'વિચાર કોને થાય છે?' એમ પ્રશ્ન કરવો. તરત જવાબ મળશે 'મને.' ત્યારે 'હું' તે કોણ? આમ આત્મપૃચ્છા કરતાં અહંની શોધમાં ઊંડા ઊતરી મનના મૂળ એવા હૃદય માં જે પહોંચે છે તે આખા વિશ્વનો સમ્રાટ બને છે. હૃદયપ્રદેશમાં વિરાજતા હે જ્યોતિસ્વરૂપ કરુણાસાગર અરુણાચલ! ત્યાં (હૃદયમાં) નથી પાપ નથી પુન્ય, નથી સુખ નથી દુઃખ, નથી જન્મ નથી મૃત્યુ, નથી તિમિર નથી પ્રકાશ; નથી દ્વંદ્વની સ્વપ્નસૃષ્ટિ." (એજન).

"જેણે પોતાનું મન તને અર્પણ કર્યું છે, જે સર્વત્ર ત્હારૂં દર્શન કરી જગતને તારા સ્વરૂપે જુએ છે, જે તારી સ્તુતિ કરી તને બ્રહ્મથી અભિન્ન જાણી ચાહે છે, તે અને તું એક હોઈ ત્હારા આનંદ સ્વરૂપમાં લીન થયેલો તે અદ્વિતીય છે." (શ્રી અરુણાચલ પંચરત્નમાંથી).

## ઉપસંહાર

આધુનિક જીવનમાં શ્રી. મહર્ષિનું સ્થાન ક્યાં? તથા એમનો પ્રભાવ કેવી રીતે જણાય છે?

આવા પ્રશ્નો વારંવાર પૂછવામાં આવે છે. અને કેટલીક વખતે તો શ્રી. રમણાશ્રમમાં પણ સાંભળવામાં આવે છે.

એનો જવાબ પૂર્વે થઈ ગએલા બીજા સંત પુરુષોનાં જીવન આપી રહ્યાં છે. શ્રી.



૧૯૩૬ની મહાપૂજા વખતે લેવાએલી છબી.

રામકૃષ્ણનું જીવન પણ આવું જ હતું; છતાં કેટલાક લોકો તો તેમને ગાંડા ગણતા.

આમ છતાં શ્રી. રામકૃષ્ણે મનુષ્યજાતિની આધ્યાત્મિક ઉન્નતિને આપેલા વેગને આજે કોઈ પણ અવગણી શકશે નહિ. લગભગ વીસ વર્ષ પૂર્વે શ્રી. અરવિંદે ઉચ્ચારેલું કે "આ વેગ પાંચસો વર્ષ સુધી મંદ પડશે નહિ." પછીના બનાવોએ આ કથનની યથાર્થતા પુરવાર કરી છે.

મહાન વિભૂતિઓના અવતારથી હંમેશ આવું જ બને છે. સામાન્ય મનુષ્યોને જે સદ્‌ગુણો કષ્ટસાધ્ય હોય છે તે આવા મહાત્માઓને સહજ પ્રાપ્ત હોય છે, અને શ્રી. મહર્ષિ આ વાતની સાક્ષી પૂરે છે. ભૂતદયા એ એમનું જીવનધ્યેય હોય છે, અને શ્રી. મહર્ષિની બાબતમાં નીચે આપેલી કેટલીક વાતો આ પુરવાર કરે છે.

એમના અંતેવાસીઓમાં કેટલાક અસ્પૃશ્યો હતા એટલું જ નહિ પરંતુ એક મુસલમાન પણ હતો.

છેક ૧૯૧૭ની સાલમાં એમણે કહેલું કે સ્ત્રીઓ અને શૂદ્રોને પણ વેદાધ્યયનનો અધિકાર છે; તથા તેઓ **આત્મ-વિચાર** ના ઉપદેશને પાત્ર છે.

તેઓ બહુ ભારપૂર્વક કહે છે કે સેવા એ જ શાન્તિ પામવાનો માર્ગ છે; અને તેમનું રોજનું જીવન આનું પ્રત્યક્ષ દૃષ્ટાંત છે

વિચારના નિગ્રહને માટે **મૌન** નો માર્ગ એ બતાવે છે. અલબત્ત આ મૌન એટલે



શ્રી. મહર્ષિ, સ્વામી પ્રજ્ઞાનંદ અને પોલ બ્રંટન.

અકર્મ અથવા પ્રમાદ નહિ. મૌનથી કેળવાયેલા મનની દશા અભાવાત્મક નથી. પરંતુ તે એક એવી અચલ શકિતની પ્રાપ્તિ છે જેના બળે સાધક ધ્યેયપ્રતિ દઢતાથી અને સ્થિરતાથી આગળ વધે છે. " તે (મૌન) પ્રવૃત્તિ માત્રને ધારણ કરતી પર્વત સમી નિશ્ચળ અને અનંત શાન્તિ છે. જેણે આત્મ-સાક્ષાત્કાર કર્યો છે તે પત્થર જેવો જડ નથી હોતો; એમ હોય તો એની દશામાં અને સુષુપ્તિમાં કાંઈ ફેર ન રહે...જીવનમુકતો અને સિદ્ધ પુરુષો પ્રવૃત્તિશીલ હોય છે એવું કહેવાય છે તે યોગ્યજ છે."

આધ્યાત્મિક જીવન અને ગૃહસ્થધર્મનો મેળ સાધી શકાય કે કેમ એવું પૂછનારને શ્રી. રામચંદ્રજીનું ઉદાહરણ આપી તેઓ કહે છે, " શું શ્રી. રામચંદ્રજી ગૃહસ્થ હોવા છતાં મુક્ત ન હતા ?" પોતાનું ગુજરાન ચલાવવામાંજ બધો વખત જતો હોય એવા છેક જ ગરીબ માણસને માટે પણ આધ્યાત્મિક વિકાસનો સંભવ છે. " આવા ગૃહસ્થનાં કર્તવ્ય કર્મો જેમાં પોતાનાં સુખ સગવડની ઉપેક્ષા રહેલી હોય તે નિષ્કામ જ ગણાવાં જોઈએ. પ્રારબ્ધવશાત્ આવી મળેલાં કુટુંબી જનોની એ નિઃસ્વાર્થ સેવા જ છે...આવાં કર્મ જ્ઞાનનાં બાધક નથી; કે નથી જ્ઞાન કર્તવ્ય-પાલનમાં આડે આવતું. જ્ઞાન અને કર્મ કોઈ કાળે પરસ્પર વિરોધી નથી. જ્ઞાનપ્રાપ્તિ કર્મને વિઘ્ન રૂપ નથી; કર્મ જ્ઞાનને નથી."



"ધ્યાન વખતે અનુભવાતો પરાનંદ અભ્યાસથી અને મહાવરાથી સળંગ અનુભવાય છે. તે આનંદના પ્રવાહ ઝીલતાં ઝીલતાં પોતાની દિવસ ભરની પ્રવૃત્તિ કરી શકાય છે. તેમાં કંઈ જ ખલેલ પહોંચતી નથી. આમ થતાં બાહ્ય દિનચર્યા અને ધ્યાનાવસ્થામાં ભેદ નહિ રહે.

"'હું કોણ છું?' એ પ્રશ્ન પર વિચાર કરશો, અથવા તો 'હું' એટલે આ શરીર કે મન કે વાસના નથી એવો અભ્યાસ રાખશો તો એ અભ્યાસ દ્વારાજ આગળ જતાં અંતરમાંથી જ એ પ્રશ્નનો જવાબ આવશે. અને તે સાક્ષાત્કાર રૂપે સ્વયમેવ સ્ફુરશે.

"વસ્તુને ઓળખી લો: એ સત્યનો પ્રકાશ તમારું અંતર અજવાળી દેશે. મનની બધી અશાંતિ આપોઆપ સરી જશે, અંતરમાં સાચો આનંદ ઊભરાશે–કારણ આત્મા આનંદસ્વરૂપ છે.

"મનુષ્યનો મૂળ સ્વભાવ આનંદ છે, અને સુખ એ આત્મામાં રહેલું છે. આ સુખની શોધ એ અજાણ્યે આત્માની જ શોધ છે. આત્મા અવિનાશી છે; તેથી જે આત્માને જાણે છે તે અનંત સુખને પામે છે."



शान्तिर्नितान्तमधिका परमास्य शक्ति
वैराग्यमद्भुततमं करुणा तु सान्द्रा ।
ज्ञानं निरस्त कुहनं मधुरं च वृत्तं
नृणां निदर्शन मयं रमणो महर्षि : ॥

# Sri Ramanasramam Book Depot,

## TIRUVANNAMALAI, SOUTH INDIA.

| *By Devotees.* | *Rs.* | *A.* | *P.* |
|---|---|---|---|
| SELF-REALISATION or Life and Teachings of Sri Ramana Maharshi (Third Edition) .. | 1 | 4 | 0 |
| WHO AM I? Oral Terchings of Sri Ramana Maharshi, translated .. | 0 | 1 | 0 |
| SAT-DARSANA BHASHYA and Talks with Maharshi. Free Sanskrit rendering of Sri Ramana Maharshi's Tamil *Ulladu Narpadu* ( with translation and commentary in English)Calico 2nd Edn .. | 1 | 0 | 0 |
| UPADESA SARAM. (Translated from Maharshi's Tamil *Upadesa Saram*) Third Edition (wrapper) .. | 0 | 4 | 0 |
| (Card board) .. | 0 | 6 | 0 |
| FIVE HYMNS TO SRI ARUNACHALA ( Translated from the Tamil Original of Sri Ramana Maharshi) Second & Revised Edition .. | 0 | 4 | 0 |
| SRI RAMANA GITA translated (board) 2nd Edn .. | 0 | 4 | 0 |
| Do. (calico) 2nd Edn .. | 0 | 6 | 0 |
| TRUTH REVEALED. Translation of Maharshi's *Ulladu Narpadu* with Supplement .. | 0 | 3 | 0 |
| A CATECHISM OF ENQUIRY. Being a translation of the Original Teachings of Sri Ramana Maharshi. (cardboard). . | 0 | 4 | 0 |
| ,, ,, wrapper). . | 0 | 3 | 0 |
| A CATECHISM OF INSTRUCTION. Being a translation of the Original Teachings of Sri Ramana Maharshi. (cardboard). . | 0 | 5 | 0 |
| ,, ,, (wrapper). . | 0 | 4 | 0 |
| MAHARSHI AND HIS MESSAGE (By Paul Brunton) .. | 0 | 9 | 0 |
| SRI MAHARSHI with 111 illustrations .. | 0 | 10 | 0 |
| 40 Verses in Praise of Sri Bhagavan .. | 0 | 1 | 0 |

## श्री रमणाश्रम पुस्तकालय – हिन्दो

| | | | |
|---|---|---|---|
| श्री रमण चरितामृत ... ... | १ | १२ | ० |
| श्री महर्षि—११२ चित्रों के सहित ... ... | ० | ८ | ० |

### ગુજરાતી

| | |
|---|---|
| ઉપદેશ સાર .. .. | ૦–૧–૬ |
| શ્રી મહર્ષિ—સચિત્ર .. .. | ૦–૮–૦ |

તે ઉપરાંત શ્રી મહર્ષિની નાની મોટી છબીઓ પણ મળશે.

લખો:—**સર્વાધિકારી : શ્રી રમણાશ્રમ, તિરુવણ્ણમલૈ.** એસ. આઈ. રેલ્વે.